# અધ્યાત્મ વિદ્યાનું પ્રવેશદ્વાર

લેખક

**પં. શ્રીરામ શર્મા આચાર્ય**


પ્રકાશક

**યુગ નિર્માણ યોજના વિસ્તાર ટ્રસ્ટ**

**ગાયત્રી તપોભૂમિ, મથુરા.**

ફોન (૦૫૬૫) ૨૫૩૦૧૨૮, ૨૫૩૦૩૯૯

મો૦ ૦૯૯૨૭૦૮૬૨૮૭, ૦૯૯૨૭૦૮૬૨૮૯

ફેક્સ (૦૫૬૫) ૨૫૩૦૨૦૦

પ્રાપ્તિ સ્થાન

શાખા અમદાવાદ

ગાયત્રી જ્ઞાનપીઠ, પાટીદાર સોસાયટી,

જૂના વાડજ, અમદાવાદ-૩૮૦ ૦૧૩

ફોન ૦૭૯-૨૭૫૫૭૨૫૨

**સુધારેલી આવૃત્તિ-૨૦૧૦** **કિંમત રૂા. ૯.૦૦**

# ભૂમિકા

કોઈ સ્થાને જવા માટે પગ ઉપાડતાં પહેલાં તેની જાણકારી મેળવવી જરૂરી છે. જ્યાં સુધી એ ખબર ન પડે કે જે જગ્યાએ જવાનું છે તે જગ્યાની રૂપરેખા શું છે ? ત્યાં જવાનું પ્રયોજન શું છે ? ત્યાં સુધી યાત્રા સફળ થઈ શકતી નથી. સાધારણ રીતે બધા પથિકો જરૂરી જાણકારી પ્રાપ્ત કરે છે અને તે પછી જ પોતાનાં કદમ આગળ કરે છે.

અધ્યાત્મના રસ્તે જનારા પથિકોના માટે પણ એ જરૂરી છે કે તેઓ તેના સંબંધી જરૂરી જાણકારી મેળવી લે. ઈશ્વર પ્રાપ્તિ, મુક્તિ અને પરલોકનું સુખ - સાધારણ રીતે આ જ ઈચ્છાઓ આ રસ્તે જનારા પથિકોની હોય છે. આ જ ઈચ્છાઓથી પ્રેરિત થઈને તેઓ આ રસ્તે ચાલવાનું શરૂ કરે છે. પરન્તુ એવું જોવામાં આવ્યું છે કે કેટલાક પથિકોને પોતાને જે જગાએ જવાનું છે તે સ્થાનના વિષે, તે લક્ષના સંબંધમાં પૂરેપૂરી જાણકારી હોતી નથી. જે જાણકારી હોય છે તેમાં પણ અધિકાંશ પ્રમાણમાં ભ્રમ ભળેલો હોય છે.

આ પુસ્તક અધ્યાત્મના રસ્તે જનારા પથિકોની આ મુશ્કેલીને દૂર કરશે. ઈશ્વર, મુક્તિ અને પરલોકની રૂપરેખા શું છે ? તેને પ્રાપ્ત કરવાની શી જરૂર છે ? તેને પ્રાપ્ત કરવાનું પ્રયોજન શું છે ? આ પ્રશ્નોના ઉત્તર આ પુસ્તક દ્વારા સારી રીતે મળી જશે અને વાચક ઈચ્છિત રસ્તે દૃઢતા તથા ઉત્સાહની સાથે પોતાનાં કદમ આગળ વધારી શકશે. સાધનાના રસ્તે આગળ વધતાં પહેલાં આ પુસ્તકનું મનન કરવાથી વાંચકોનું વિશ્વાસક્ષેત્ર સ્વચ્છ અને મજબૂત બનશે એવો અમારો વિશ્વાસ છે.

**શ્રીરામ શર્મા આચાર્ય**

# * અધ્યાત્મ વિદ્યાનુ પ્રવેશદ્વાર *

## ચતુર્મુખી બ્રહ્મ

બ્રહ્માજીની મૂર્તિઓમાં આપણે તેમનાં ચાર મુખ જોઈએ છીએ. આ ચતુર્મુખી બ્રહ્મા પરમાત્માની સત્તાનું એક અલંકારિક ચિત્ર છે. ચાર મુખ તેના ચાર ભેદોનું દિગ્દર્શન કરાવે છે. આ ચાર મુખોને (૧) બ્રહ્મ (૨) ઈશ્વર (૩) વિષ્ણુ (૪) ભગવાન કહેવામાં આવે છે. આ એક જ મહાતત્ત્વ છે તેમ છતાં સમજવાની સગવડતા ખાતર તેનું ચાર ભેદોની સાથે વર્ણન કરવામાં આવ્યું છે.

### (૧) બ્રહ્મ

સાત્ત્વિકતાની ઉચ્ચ કક્ષાને બ્રહ્મ કહેવામાં આવે છે. આમ તો પરમાત્મા સત્ રજ તમ ત્રણે ગુણોમાં મોજુદ છે. પરન્તુ તેની બ્રાહ્મી જ્યોતિ સતોગુણમાં જ છે. સાત્ત્વિક ભાવો બ્રહ્મ કેન્દ્રમાંથી જ ઉત્પન્ન થાય છે. મનુષ્યના મનમાં આમ તો અનેક પ્રકારની ઈચ્છાઓ ઉત્પન્ન થતી રહે છે. પરન્તુ જ્યારે સતોગુણી ઈચ્છાઓ (આકાંક્ષાઓ) ઉત્પન્ન થાય છે ત્યારે તેનું ઉદ્‌ગમ કેન્દ્ર પ્રેરક બિન્દુ તે બ્રહ્મ જ હોય છે. ઋષિઓમાં, મહાત્માઓ - સંતોમાં, સત્પુરુષોમાં આપણે પરમાત્માનો વધારે અંશ જોઈ શકીએ છીએ. તેમને પરમાત્માની નજીક સમજીએ છીએ અને માનીએ છીએ કે પરમાત્માની તેમના ઉપર કૃપા છે. પરમાત્માની વિશેષ સત્તા તેમનામાં મોજૂદ છે. તેની સાબિતી એ જ છે કે તેમનામાં સત્ તત્ત્વ વધારે પ્રમાણમાં મોજૂદ છે. આ સત તત્ત્વની અધિકતા જ બ્રાહ્મી સ્થિતિ છે. પૂર્ણ સાત્ત્વિકતામાં જે અધિષ્ઠિત થઈ જાય છે તેઓને બ્રહ્મનિર્વાણ પ્રાપ્ત થયું છે એમ કહેવામાં આવે છે.

મનુષ્યની અંતઃચેતના પ્રકૃતિ અને પુરુષ બંનેના સંયોગથી બનેલી છે. મન, બુદ્ધિ અને ચિત્ત અહંકાર પ્રકૃતિનાં ભૌતિક તત્ત્વો દ્વારા નિર્માણ પામેલાં છે. જે કંઈ આપણે વિચારીએ, ધારણ કરીએ યા અનુભવીએ તે

કામ મગજ દ્વારા થાય છે. મગજની ઇચ્છા, આકાંક્ષા, રુચિ તથા ભાવના, ઇન્દ્રિય રસો તથા સાંસારિક પદાર્થોની સારી ખોટી અનુભુતિઓને કારણે થાય છે. મગજમાં જે કંઇ જ્ઞાન, ગતિ અને ઇચ્છા છે તે સાંસારિક સ્થૂલ પદાર્થોના આધાર ઉપર જ બને છે. સ્વયં મગજ પણ શરીરનું એક અંગ છે અને બીજાં અંગોની માફક તે પણ પંચતત્ત્વોથી, પ્રકૃતિથી બનેલું છે. આ અંતઃકરણ ચતુષ્ટય ઉપરાંત એક બીજાું સૂક્ષ્મ ચેતના કેન્દ્ર છે જેને આત્મા યા બ્રહ્મ કહેવામાં આવે છે. આ બ્રહ્મ સાત્ત્વિકતાનું કેન્દ્ર છે. આત્મામાં હંમેશાં સતોગુણી પ્રેરણાઓ ઉત્પન્ન થાય છે. ચોરી, વ્યાભિચાર, હત્યા, છેતરવું વગેરે દુષ્કર્મ કરતાં આપણું દિલ ધડકે છે, કલેજાું કાંપી ઊઠે છે, પગ થરથર ધ્રુજે છે અને મોઢું સૂકાઇ જાય છે, બીક લાગે છે અને મનમાં એક તોફાન જેવું મચી જાય છે. અંદરથી એક સત્તા આવું દુષ્કર્મ ન કરવા માટે આપણને રોકે છે. આ રોકનારી સત્તા આત્મા છે. તેને જ બ્રહ્મ કહેવામાં આવે છે. અસાત્ત્વિક કામો, નીચતા, તમોગુણ, પાપ અને પશુતાથી ભરેલાં કાર્યો તેના સ્વભાવથી ઊલટાં છે. તેથી જ તેને (તે કામોને) રોકવાની પ્રેરણા થાય છે તથા આ પ્રેરણા શુભ-સતોગુણી પુણ્યકર્મો કરવા માટે પણ ઉત્પન્ન થાય છે. કીર્તિથી પ્રસન્ન થવું એ મનુષ્યનો સ્વભાવ છે અને આ સ્વભાવ સારાં સારાં પ્રશંસાપાત્ર શ્રેષ્ઠ કામો કરવા માટે પ્રોત્સાહન આપે છે. શુભ કર્મોથી યશ પ્રાપ્ત થાય છે. અને યશથી પ્રસન્નતા થાય છે. યશ ના મળે તો પણ સત્કર્મ કર્યા બાદ અંતરાત્મામાં એક પ્રકારની શાંતિનો અનુભવ થાય છે. આ આત્મતૃપ્તિ એ વાત સાબિત કરે છે કે અંતઃકરણની અંદર રહેલી ઇચ્છા પ્રમાણે કાર્ય થયું છે. દયા, પ્રેમ, ઉદારતા, ત્યાગ, સહિષ્ણુતા, સહનશીલતા, ઉપકાર, સેવા, સહાયતા, દાન, જ્ઞાન, વિવેકની સુખ અને શાંતિ આપનારી ઇચ્છાના તરંગો આત્મામાંથી જ ઉદ્‌ભવતા હોય છે. આ ઉદ્‌ગમ કેન્દ્ર બ્રહ્મ છે.

વેદાન્ત દર્શનમાં બધી શકિત વાપરીને એવું સાબિત કરવામા આવ્યું છેકે આત્મા જ ઇશ્વર છે. 'તત્ત્વમસિ', 'સોऽહમ્', 'અયમાત્મા બ્રહ્મ', જેવાં સૂત્રોનો અભિપ્રાય એ જ છે કે આત્મા જ બ્રહ્મ છે. ઇશ્વરનું પ્રત્યક્ષ

અસ્તિત્વ પોતાના આત્મામાં જ જોવાની વેદાન્તની સાધના છે. બીજા ઈશ્વરભક્તો પણ અંતઃકરણમાં જ પરમાત્માનાં દર્શન કરે છે. અસંખ્ય કવિતાઓ અને શ્રુતિવચન એવાં મળે છે કે જેમાં એ સાબિત કરવામાં આવ્યું છે કે બહાર ખોળવાથી નહિ, પરન્તુ અંદર ખોળવાથી પરમાત્મા મળે છે. સંત કબીરે કહ્યું છે કે પરમાત્મા આપણાથી ચોવીસ આંગળીઓ જેટલો દૂર છે. મનનું સ્થાન મગજ અને આત્માનું સ્થાન હૃદય છે. હૃદય ૨૪ આંગળ દૂર છે. આ સાબિતી પણ ઈશ્વરને અંતઃકરણમાં રહેલો બતાવે છે.

મનુષ્ય દૈવી અને ભૌતિક તત્ત્વોનો બનેલો છે. તેમાં મન ભૌતિક અને આત્મા દૈવી તત્ત્વ છે. આત્માના ત્રણ ગુણ છે સત્, ચિત્ અને આનંદ. તે સતોગુણી છે જે શ્રેષ્ઠ, શુભ, દિવ્ય ભાગ તરફ પ્રવૃત્તિવાળો તેમજ સતત હંમેશાં રહેવાવાળો અવિનાશી છે. ચિત્ ચૈતન્ય જાગૃત ક્રિયાશીલ ગતિવાળો છે. કોઈ પણ અવસ્થામાં તે ક્રિયારહિત હોતો નથી. આનંદ પ્રસન્નતા, ઉલ્લાસ, આશા તથા તૃપ્તિ તેના ગુણ છે. આનંદની દિશામાં તેની અભિરુચિ હંમેશા રહેલી હોય છે. આનંદ - અધિક આનંદ અતિ આનંદ મેળવવો તેને એટલો પ્રિય છે કે જેમ માછલીને પાણી પ્રિય છે. માછલી જલમગ્ન રહેવા ઈચ્છતી હોય છે. આત્માને આનંદમગ્ન રહેવાનું ખૂબ ગમે છે. સત્ ચિત્ આનદ ગુણવાળો આત્મા દરેકના અંતઃકરણમાં બેઠેલો છે. મન અને આત્મામાં જેમ જેમ નિકટતા થઈ જાય છે તેમ તેમ મનુષ્ય વધારે સાત્ત્વિક અને ક્રિયાશીલ તથા વધારે આનંદમગ્ન થઈને રહે છે. યોગી લોકો બ્રહ્મ પ્રાપ્તિ માટે સાધના કરે છે. આ સાધનાનો કાર્યક્રમ એ હોય છે કે આત્માની પ્રેરણા મુજબ મનની બધી જ ઈચ્છા અને કાર્યપ્રણાલી હોય. ભૌતિક પદાર્થોના નાશવંત અસ્થિર અને નુકસાનકર્તા આકર્ષણોથી મોઢું ફેરવીને જ્યારે આત્માની પ્રેરણા મુજબ જીવનનું ચક્ર ચાલવા માંડે છે ત્યારે આદમી સાધારણ આદમી ન રહેતાં મહાન આદમી બની જાય છે. આવા મહાપુરુષોના વિચારો અને કાર્યો સાત્ત્વિકતા, ચૈતન્યતા અને આનંદદાયક સ્થિતિથી પરિપૂર્ણ હોય છે. તેઓને સંત મહાત્મા યોગી તપસ્વી, પરમહંસ, સિદ્ધ, આત્મદર્શી અથવા

બ્રહ્મપરાયણ કહેવામાં આવે છે. જેમનો બ્રહ્મભાવ, આત્મવિકાસ પૂર્ણ સાત્ત્વિકતા સુધી વિકાસ પામેલો છે તેમણે સમજી લેવું જોઈએ કે તેમણે બ્રહ્મને પ્રાપ્ત કરી લીધું. તેઓને આત્મદર્શન થઈ ગયું.

## (૨) ઈશ્વર

આ સારાયે વિશ્વના મૂળમાં એક શાસક સંચાલક તેમજ પ્રેરક શકિત કામ કરે છે. સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર, ગ્રહ, ઉપગ્રહ સતત પોતાની નિશ્ચિત કરેલ ચાલ મુજબ વિશ્રામ લીધા સિવાય યાત્રા કરી રહ્યા છે. તત્ત્વોના સંમિશ્રણથી એક નક્કી કરેલ વ્યવસ્થા મુજબ ત્રીજો પદાર્થ બની જાય છે. બીજ પોતાની જ જાતનો છોડ ઉત્પન્ન કરે છે. સૂર્ય એક પળનો પણ વિલંબ કર્યા વગર નિશ્ચિત સમયે ઊગે છે અને આથમે છે. સમુદ્રમાં ભરતી અને ઓટ નિશ્ચિત સમયે આવે છે. પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ બધાની ક્રિયાઓ અચૂક છે. નાના નાના અદૃશ્ય પરમાણુ અત્યંત ઝડપી ગતિએ વિચરતા હોય છે, પણ તેમની આ ગતિમાં લેશમાત્ર પણ ફેર પડતો નથી. એક પરમાણુને બીજા પરમાણુ સાથે લડાવવાનું રહસ્ય ખોળી કાઢી વૈજ્ઞાનિકોએ પ્રલય કરી શકે તેવા પરમાણુ બોમ્બ બનાવ્યા છે. જો આ એક સેકન્ડમાં હજારો માઈલની ગતિથી ફરનારા પરમાણુ આપસમાં લડતા હોત તો એક દિવસ પ્રલય થઈ જાત. પરન્તુ આપણે જોઈએ છીએ કે પ્રકૃતિનો દરેક પરમાણુ પોતાના ગુણ કર્મને સારી રીતે નિભાવી રહ્યો છે.

જો સૃષ્ટિમાં નિયમિતતા ન હોત તો એક પણ વૈજ્ઞાનિક શોધ સફળ થઈ ના હોત. આગ કયારેક ગરમી આપતી હોત અને કયારેક ઠંડી આપતી હોત તો પછી તેના ભરોસે કોઈ કામ કેવી રીતે કરી શકાત ? નિત્ય અનેક વૈજ્ઞાનિક આવિષ્કારો થઈ રહ્યા છે. તેમનો આધાર એ વાત ઉપર નિર્ભર રાખે છે કે પ્રકૃતિની દૃશ્ય તેમજ અદૃશ્ય શકિતઓ પોતાના નિશ્ચિત કરેલ નિયમોથી લેશ માત્ર પણ વિચલિત થતી નથી. આ સર્વ વિદિત તથ્ય છે કે પ્રકૃતિની બધી જ ક્રિયાપ્રણાલી નિયમિત છે. તેમના મૂળભૂત નિયમોમાં

કોઈ ફેર પડતો નથી.

આ નિયમિતતા અને ગતિશીલતાના મૂળમાં એક સત્તા અવશ્ય છે. વિચાર અને પ્રાણ વિનાની જડ પ્રકૃતિ પોતાની મેળે આ ક્રિયાકલાપને ચલાવી શકતી નથી. રેલવે, મોટર, એન્જિન, એરોપ્લેન, તલવાર, કલમ વગેરે જેટલાં પણ નિર્જીવ યંત્રો છે તેને ચલાવનાર કોઈને કોઈ અવશ્ય છે. આ કેન્દ્રને આપણે ઈશ્વર કહીએ છીએ. ઈશ્વરનો અર્થ છે સ્વામી. જડ પ્રકૃતિની નિર્માણ વ્યવસ્થા તેમજ સંચાલનમાં જે શક્તિ કામ કરે છે તે ઈશ્વર છે.

ફક્ત જડ પ્રકૃતિનું જ નહિ - ચેતના જગતનું પણ તે પૂરી રીતે નિયમન કરે છે. તેણે પોતાના નિયમોની અંદર પ્રાણીમાત્રને બાંધી રાખ્યા છે. જે આ ઈશ્વરની પ્રેરણા અનુસાર ચાલે છે તે સુખી થાય છે, વિકસિત થાય છે અને જે તે નિયમોને તોડે છે તે દુઃખ મેળવે છે અને નુકસાન ભોગવે છે. તંદુરસ્તીના નિયમો પ્રમાણે ચાલનારા સદાચારી, સંયમી, ઓછું ખાનારા લોકો તંદુરસ્ત રહે છે અને સ્વાદિષ્ટ ખાનારા દુરાચારી સ્વેચ્છાચારી લોકો બિમારી, કમજોરી તેમજ અકાળે મૃત્યુના શિકાર બની જાય છે. આ રીતે સામાજિક, માનસિક, બૌદ્ધિક, આત્મિક, ધાર્મિક, આર્થિક રાજનૈતિક ક્ષેત્રોમાં કામ કરનારા જે ઈશ્વરીય નિયમોનું સારી રીતે પાલન કરે છે તે, તે ક્ષેત્રોમાં સ્વસ્થતા, સમૃદ્ધિ તેમજ ઉન્નતિ પ્રાપ્ત કરે છે. જે તે નિયમોની વિરુદ્ધ કામ કરે છે તે, તે ક્ષેત્રોમાં ખરાબ પરિણામો ભોગવે છે. પરાક્રમ, પુરુષાર્થ, પ્રયત્ન, લગની, સાહસ, ઉત્સાહ તેમજ ધૈર્ય આ બધી સફળતાના માર્ગની ઈશ્વરીય પગદંડીઓ છે. તેના ઉપર જે ચાલે છે તે ઈચ્છિત સિદ્ધને પ્રાપ્ત કરી લે છે. જે આ રાજમાર્ગ પર ચાલતા નથી તે પાછળ રહી જાય છે.

ઈશ્વર સંપૂર્ણપણે નિષ્પક્ષ, ન્યાયકારી, નિયમરૂપ છે. તે કોઈની પણ સાથે લેશમાત્ર પણ અન્યાય કરતો નથી. જે જેવું કરે છે તે તેવું ભોગવે છે. અગ્નિ અને વીજળીના નિયમો મુજબ જો તેમની પાસેથી કામ લેવામાં આવે તો તે આપણા માટે ઘણાં જ ઉપયોગી સિદ્ધ થાય છે, પણ

જો અગ્નિનો યા વિજળીનો દુરુપયોગ કરવામાં આવે તો તે ભયંકર અકસ્માત સર્જે છે. એવી જ રીતે જે લોકો ઈશ્વરીય નિયમો અનુસાર કામ કરે છે તેમને માટે ઈશ્વર વરદાન આપનાર, રક્ષણ કરનાર, સહાય કરનાર, દયાનો સાગર અને ભકતવત્સલ છે, પરન્તુ જે તેના નિયમોમાં ગરબડ ઊભી કરે છે તેને માટે ઈશ્વર યમ, કાળ, અગ્નિ, શંકર, વજ્ર તથા દુર્દેવ બની જાય છે. મનુષ્યને સ્વતંત્ર બુદ્ધિ આપીને ઈશ્વરે તેને કામ કરવા માટે સ્વચ્છન્દ અવશ્ય બનાવી દીધો છે, પણ નિયમન પોતાના હાથમાં જ રાખ્યું છે, તે જેવાને તેવું ફળ આપ્યા વગર છોડતો નથી. આગ અને લાકડાને એકઠાં કરવાં કે ના કરવાં એ આપણી ઈચ્છા ઉપર આધાર રાખે છે, પરન્તુ તે બંને એકઠાં થવાથી ઈશ્વરીય નિયમો અનુસાર જે જ્વલન ક્રિયા થશે તેને રોકવી આપણા હાથની વાત નથી. તેવી જ રીતે સારાં (શુભ) ખરાબ (અશુભ) કર્મો કરવાં તો આપણા હાથમાં છે, પરન્તુ તેનાથી જે સારાં યા ખરાબ પરિણામો ઉત્પન્ન થશે તે ઈશ્વરીય નિયામક શકિતના હાથમાં છે.

જૈન અને બૌદ્ધ લોકો કર્મના ફળની અનિવાર્યતાનો સ્વીકાર કરે છે તેથી જ તેઓ ઈશ્વરને બ્રહ્મની બીજી સત્તાને માને છે. સત્કર્મ કરવું: પોતાનાં આચરણો અને વિચારોને ઈશ્વરીય નિયમોની મર્યાદામાં રાખવાં. એ ઈશ્વરની પૂજા છે. પોતાની યોગ્યતા અને શકિતઓને ઉન્નત કરવી, બાહુબળના જોર ઉપર આગળ વધવું, પોતાના ભાગ્યનું સ્વયં પોતે જ નિર્માણ કરવું તે ઈશ્વરવાદીઓનો ખાસ સ્વભાવ હોય છે કારણ કે તેઓ જાણે છે કે બળવાન, ક્રિયાશીલો અને જાગૃતોને આગળ વધારવા અને કમજોર, કર્મ નહિ કરનારા તેમજ સાવધાની ન રાખનારાઓનો નાશ કરવો તે પ્રકૃતિનો નિયમ છે. આ કઠોર નિયમમાં કોઈનાથી કોઈ પરિવર્તન થઈ શકતું નથી. ઈશ્વરવાદી આ નગ્ન સત્યને બહુ જ સારી રીતે જાણે છે કે "ઈશ્વર તેને જ મદદ કરે છે જે પોતાની મદદ પોતે કરે છે. તેથી જ તેઓ ઈશ્વરીય કૃપા પ્રાપ્ત કરીને તેના નિયમોનો લાભ ઉઠાવવા માટે હંમેશા શકિતનો સંચય કરવા તેમજ આગળ વધવા માટે પ્રયત્નશીલ રહે છે. તેઓ આત્મનિર્ભર અને આત્માવલમ્બી હોય છે. પોતાના ભાગ્યનું

પોતે નિર્માણ કરે છે. ઈશ્વરીય નિયમોને ધ્યાનપૂર્વક જુએ છે, પારખે છે અને હૃદયમાં ઉતારે છે તથા તેની (તે નિયમોની) વજ્ર જેવી કઠોરતા તેમજ અપરિવર્તનશીલતાનું ધ્યાન રાખીને પોતાનાં આચરણોને ઉચિતપણાની - ધર્મની મર્યાદાની અંદર રાખે છે.

જો તમે સંસારમાં કંઈ કરવાની ઈચ્છા ધરાવો છો તો મહત્તાના વિચારોનો જ હર હંમેશ મગજમાં સંગ્રહ કરો. તમારા મગજમાં કોઈ પણ જાતની ન્યૂનતા નથી. તમે દુર્ભાગ્યની ઠોકરો ખાવા માટે ઉત્પન્ન થયા નથી.

## (૩) વિષ્ણુ

સંસારમાં એક સંતુલન શકિત પણ કામ કરી રહી છે, જે કોઈ વસ્તુની વધારે પડતી વૃદ્ધિને રોકીને તેને યથાસ્થાને લઈ આવે છે. સંસારની સુંદરતા અને વૈભવ શાલીનતાને તે કુરૂપતા અને વિનાશથી બચાવે છે. પ્રજનન શકિતનો જ દાખલો લો. એક એક યુગલ કેટલાંય બચ્ચાં પેદા કરે છે. જો આ વૃદ્ધિ પેઢી દરપેઢી વગર અટકે ચાલતી રહે તો થોડાક દિવસોમાં આખી પૃથ્વી એટલી બધી ભરાઈ જાય કે સંસારમાં પ્રાણીઓને ઊભા રહેવા માટે પણ જગા મળે નહીં. માછલી એક વર્ષમાં લગભગ સત્તર હજાર ઈંડા આપે છે. માખી, મચ્છર જેવાં કિટાણુઓ એક હજારથી માંડીને સાઈઠ હજાર સુધીના ઈંડાં દર વર્ષે મૂકે છે. આ ઈંડાં એકાદ બે અઠવાડિયામાં જ પાકીને બચ્ચાંની શિકલમાં ફેરવાઈ જાય છે અને પાછાં બે ચાર અઠવાડિયાં પછી તે પણ ઈંડાં મૂકવા માંડે છે. તેમની એક જ વર્ષમાં લગભગ આઠ પેઢીઓ થઈ જાય છે. જો આ બધાં જ બચ્ચાં જીવતાં રહે તો પાંચ દસ વર્ષમાં જ આખો સંસાર તેમની એક જાતિને રહેવા માટે પણ પૂરતો ન રહે. કીડી, ઉધઈ, તીડ વગેરે કીડા પણ ઘણી ઝડપથી વધે છે. સુવર-બકરી વગેરે પણ ઝડપથી વધારે પ્રમાણમાં સંતાનવૃદ્ધિ કરે છે. એક સ્ત્રી પુરુષનું યુગલ પણ સરેરાશ આઠથી દસ સંતાન પેદા કરે છે. જો આ અભિવૃદ્ધિ ના રોકાય તો સંસારની સામે પાંચ દશ વર્ષમાં જ ઘણી વિકટ પરિસ્થિતિ ઉત્પન્ન થઈ જાય, પરન્તુ

પ્રાણીઓને આ પૃથ્વી પર લાખો કરોડો વર્ષ થયાં, છતાં આવી પરિસ્થિતિ ક્યારેય ઉત્પન્ન થઈ નથી. સૃષ્ટિની સંતુલન શકિત તે વિષમતાને ઉત્પન્ન થતી રોકે છે. દુકાળ, ધરતીકંપ, ભયંકર બીમારીઓ, યુદ્ધ તથા કોઈને કોઈ દૈવી પ્રકોપ દ્વારા પ્રાણીઓની પ્રજનન શકિતથી ઉત્પન્ન થનારા આ ભયનું નિરાકરણ થતું રહે છે.

રાત્રિનો અંધકાર એક હદ સુધી વધે છે. તે વધવાની ક્રિયાને પ્રકૃતિ રોકે છે અને ફરીથી દિવસનો પ્રકાશ લાવે છે. બપોર સુધી સૂર્યની ગરમી વધે છે. પછી ઓછી થતી જાય છે. સમુદ્રમાં ભરતી આવે છે પછી થોડા સમય બાદ તેની પ્રતિરોધી ઓટ આવે છે. ચંદ્રમા ઘટતો ઘટતો ક્ષીણ થઈ જાય છે. પાછો વધવા લાગે છે. ગરમી પછી ઠંડી અને પછી ગરમીની મોસમ આવે છે. મરનાર જન્મ લે છે અને જન્મ લેનારો મૃત્યુની તૈયારી કરે છે. સૃષ્ટિના સૌન્દર્યનો ક્રમ યથાવત ચાલતો જ રહે છે. તેનું સંતુલન બરાબર કાયમ ટકી રહે છે - બગડતું નથી.

પુરાણોમાં એવાં વર્ણન આવે છે કે દેવતાઓને જ્યારે રાક્ષસો સતાવતા હતા ત્યારે તેઓ બધા ભેગા મળી વિષ્ણુ ભગવાન પાસે ગયા અને પ્રાર્થના કરવા લાગ્યા કે અમારી રક્ષા કરો. ઘણાં પુરાણોમાં એવી કથાઓ મળે છે કે પૃથ્વી ઉપર જ્યારે અધર્મ વધી ગયો ત્યારે ધરતી માતા ગાયનું રૂપ ધારણ કરી વિષ્ણુ ભગવાન પાસે ગઈ અને તેણે પ્રાર્થના કરી કે હવે મારાથી પાપનો ભાર સહન થતો નથી. મારો ઉદ્ધાર કરો. દેવતાઓની રક્ષા કરવા તથા પૃથ્વીનો ભાર ઉતારવા માટે વિષ્ણુ ભગવાન અવતાર ધારણ કરે છે. ગીતામાં પણ આવી જ પ્રતિજ્ઞા છે "યદા યદા હી ધર્મસ્ય તદાત્માનમ્ સૃજામ્યહમ્" ખરાબીમાં એ ગુણ છે કે તે સહેલાઈથી અને ઝડપથી વધે છે. પાણી ઉપરથી નીચેની બાજુ ઘણી ઝડપથી પોતાની મેળે વહે છે, પરંતુ જો તેને નીચેથી ઉપરની બાજુ ચઢાવવું હોય તો બહુ મોટો પ્રયત્ન કરવો પડશે. પત્થરને ઉપરથી નીચેની બાજુ ફેંકો તો થોડાક ઈશારા માત્રથી તે ઝડપથી નીચે પડશે અને જો વચમાં કોઈ તેને રોકી શકે તેવી ચીજ ના આવે તો સેંકડો માઈલ નીચે

પડતો જશે. પરન્તુ જો તે પત્થરને ઉપર ફેંકશો તો ઘણું જોર કરીને ફેંક્વો પડશે અને તે પણ થોડી ઊંચાઇ સુધી જશે અને પાછો નીચે પડી જશે. આ જ રીતે ખરાબીના રસ્તે- પતનના માર્ગે મન ઝડપથી પ્રવૃત્ત થાય છે. પરન્તુ સારા માર્ગ તરફ ઘણી જ મુશ્કેલીથી વળે છે. લોકોનો ઝોક પાપની તરફ વધારે હોવાના કારણે થોડા જ સમયમાં પાપ છવાઇ જાય છે અને પછી તેને દૂર કરવા માટે - સંતુલન ઠીક કરવા માટે આ વિષ્ણુ શકિતને કોઈને કોઇ રૂપે પ્રગટ થવું પડે છે. આ પ્રાકટયને 'અવતાર' ક્હેવામાં આવે છે.

શરીરમાં રોગોના વિજાતીય ઝેરીલા પરમાણુ ભેગા થઇ જવાથી લોહીની જીવન શકિત ઉત્તેજિત થઇ જાય છે અને તે ઝેરીલા પરમાણુઓને મારી હટાવવા માટે યુદ્ધ શરૂ કરી દે છે. લોહીના શ્વેતક્ણો અને રોગના કણોમાં ભારે મારામારી થાય છે. ખૂન ખરાબી થઇ જાય છે. આ સંઘર્ષને બીમારી ક્હેવામાં આવે છે. બીમારીમાં પીડા, ફોલ્લા, પરુ, પસીનો, ઝાડા, ઊલટી બળતરા વગેરે લક્ષણો હોય છે. યુદ્ધમાં વાગે છે, દર્દ થાય છે, આ જ બીમારીની પીડા છે. લોહીનું પાણી થઇ જાય છે એજ પરુ, દસ્ત વગેરે છે. બીમારીનું પ્રયોજન શરીરને નિર્દોષ બનાવવાનું છે. અવતાર શકિતનું પણ આ જ કામ હોય છે. જ્યારે રાવણ, કંસ, હિરણ્યકશ્યપ જેવા ખરાબ વિચારોના પ્રતિનિધિનો વધારો થઈ જાય છે, ત્યારે પાપોની પ્રતિક્રિયા સ્વરૂપ અન્તરિક્ષમાં હલચલ મચે છે અને તે વિષમતાને હટાવવા માટે અવતાર પ્રગટ થાય છે. જ્યારે ગ્રીષ્મ ઋતુનો તાપ સહન થઇ શકે નહીં તેવો થઇ જાય છે ત્યારે તેને શાંત કરવા માટે મેઘમાળાઓ ગર્જના કરતી ચાલી આવે છે. પાપોની અતિશય વૃદ્ધિનું નિયમન કરવા માટે વૈષ્ણવી સત્તા અવતાર ધારણ કરીને પ્રગટ થાય છે અને ભીષણ યુદ્ધ કરીને શાંતિની સ્થાપના કરે છે. "પરિત્રાણાય સાધુનામ્ વિનાશાયશ્ચ દુષ્કૃતામ્" અવતારનો આ જ ઉદ્દેશ્ય હોય છે. ધર્મની સંસ્થાપનાને માટે તે વારંવાર પ્રગટ થાય છે.

અવતાર આત્માના સમુદાય પરમાત્માનું પ્રતીક છે. બધા આત્માઓની એક એકત્ર સત્તા છે. જેને વિશ્વમાનવ કે સમાજનો સંમિલિત આત્મા ક્હેવામાં આવે છે. આ જ પરમાત્મા છે. દરેક મનુષ્ય એવું ઈચ્છે

છે કે હું સુખપૂર્વક રહું. મારી સાથે બધા પ્રેમ, ભલાઈ તેમજ સહયોગભર્યો વર્તાવ કરે. કોઈ એવું ઈચ્છતો નથી કે બધા મારી સાથે ચોરી, હિંસા, છેતરામણી, કઠોરતા અને અન્યાયભર્યો વ્યવહાર કરે. આ ઈચ્છા વિશ્વમાનવની, આત્માની અથવા પરમાત્માની છે. પરમાત્માની વિશ્વમાનવની ઈચ્છાને જ ધર્મ કહેવામાં આવે છે. અવતાર ધર્મની રક્ષા માટે હોય છે. અધર્મ અર્થાત્ વિશ્વમાનવની ઈચ્છાઓની વિરુદ્ધનું કાર્ય જ્યારે સંસારમાં વધારે પડતું થઈ જાય છે ત્યારે તેને દૂર કરવા માટે વિશ્વમાનવના અન્તઃસ્થળમાં પ્રતિક્રિયા પેદા થાય છે અને વિરોધનો ઊભરો આવી જાય છે. આ ઊભરાને અવતારના નામથી પોકારવામાં આવે છે.

અવતાર એક અદૃશ્ય પ્રેરણા છે. સૂક્ષ્મ વાતાવરણમાં પરમાત્માની ઈચ્છાનો આવેશ ભરાઈ જાય છે. જેમ આકાશમાં આંધી ચઢેલી હોય અને તે સમયે પાણી વરસે તો વર્ષાની બુન્દો તે આંધીની ધૂળ સાથે મળેલાં હોય છે. વસંત ઋતુમાં પ્રકૃતિના સૂક્ષ્મ અંતરમાં, અદૃશ્ય વાતાવરણમાં આવેશ આવે છે. આ આવેશથી પ્રેરિત થઈને કેટલાક વિશિષ્ટ પુણ્યાત્મા, જીવનમુક્ત મહાપુરુષ સંસારમાં આવે છે અને પરમાત્માની ઈચ્છાને પૂરી કરે છે. એક સમયમાં ઘણા અવતાર થાય છે. કોઈમાં ઓછી તો કોઈમાં વધારે શકિત હોય છે. આ શકિતને માપવાના એકમને 'કલા' કહેવામાં આવે છે. વીજળીને માપવા માટે યુનિટ, ગરમીને માપવા માટે ડીગ્રી, લંબાઈને માપવા માટે સેન્ટીમીટર, અંતરને માપવા માટે કિલોમીટર જેવી રીતે હોય છે તેવી રીતે કોઈ વ્યકિતમાં કેટલા અવતારી અંશ છે તેનું માપ 'કલા' ના એકમથી માપવામાં આવે છે. ત્રેતાયુગમાં પરશુરામજી અને શ્રી રામચંદ્રજીના એક જ સમયે બે અવતાર થયા હતા. પરશુરામજીને ત્રણ 'કલા'ના અને રામચંદ્રજીને બાર 'કલા'ના અવતાર કહેવામાં આવે છે. આ તો તે જમાનાના વિશિષ્ટ અવતાર હતા. આવા અવતારનો આવેશ તો અનેકોમાં હતો. વાનરોની મહાન સેનાને તથા અનેક અન્ય વ્યકિતઓને અવતાર જેવાં કામો કરતી જોઈ શકાય છે.

આ રીતે વખતો વખત યુગેયુગે આવશ્યકતા મુજબ અવતારો થાય છે. મોટાં કામો માટે મોટા અને નાનાં કામો માટે નાના અવતારો થાય છે. સૃષ્ટિનું સંતુલન કરનારી વિષ્ણુશકિત આમ તો હંમેશા પોતાનું કામ ચાલુ રાખે છે, પરન્તુ મોટા રોગ ભેગા થઇ જાય ત્યારે મોટા ડૉકટર મોકલે છે. આ મોટા ડૉકટરોને તેમનાં મહાન કાર્યો અનુસાર યશ તેમજ સન્માન પ્રાપ્ત થાય છે. અવતારી મહાપુરુષોની પૂજા વાસ્તવમાં તો વિષ્ણુશકિતની જ પૂજા છે કે જેના તે પ્રતીક હોય છે.

લક્ષ્મીપતિ વિષ્ણુ સૃષ્ટિની સુંદરતાની, સંપન્નતાની અને સાત્ત્વિકતાની રક્ષા કરે છે. લક્ષ્મીજીના ચાર હાથ સુંદરતા, સંપન્નતા, સદ્‌બુદ્ધિ અને સાત્ત્વિકતાના પ્રતીક છે. બધાં જ પ્રાણીઓનો સમૂહ સંમિલિત આત્મા લક્ષ્મી છે. આ લક્ષ્મી વિષ્ણુનું અર્ધું અંગ છે. (લક્ષ્મીજી વિષ્ણુ ભગવાનનાં અર્ધાંગના છે.) પરમાત્માની સત્તા જીવોના આત્મામાં સમાયેલી છે, સંસારનું નિયમન કરે છે. સાથે સાથે - લક્ષ્મીની - વિશ્વમાનવની ઇચ્છાની રક્ષા પણ કરે છે. લક્ષ્મી વિષ્ણુથી અભિન્ન છે.

વિષ્ણુના ઉપાસક વૈષ્ણવ એ લોકો છે કે જેઓ વિશ્વમાનવની ઇચ્છાઓને અનુકૂળ કાર્ય કરવામાં પોતાની શકિત લગાડે છે. નરસિંહ મહેતાનું પ્રસિદ્ધ ભજન છે "વૈષ્ણવજન તો તેને રે કહીએ જે પીડ પરાઇ જાણે રે." સમાજનો લાભ, સંસારની સેવા, વિશ્વની શ્રી (લક્ષ્મી)ની વૃદ્ધિ, વિશ્વમાનવની સુખ શાંતિ વગેરે માટે સાચા અંતઃકરણથી હર ઘડી કામ કરવામાં લાગ્યો રહેનાર મનુષ્ય જ અસલી વૈષ્ણવ છે. વિષ્ણુની ઇચ્છા જ વૈષ્ણવોની ઇચ્છા અને વિષ્ણુની કાર્યપ્રણાલી જ તેમની કાર્યપ્રણાલી હોય છે. તેઓ પાપને ઘટાડીને ધર્મની સ્થાપનાને માટે હંમેશા પ્રયત્નશીલ રહેતા હોય છે. જનતા જનાર્દનને વિષ્ણુરૂપ સમજીને લોક સેવામાં - વિષ્ણુ પૂજામાં પ્રવૃત્ત રહે છે.

## (૪) ભગવાન્

બ્રહ્મની ચોથી શકિત 'ભગવાન્' છે. ભગવાન્ ભકતોના વશમાં હોય

છે. ભક્ત પોતાની ઈચ્છા મુજબ તેમને નચાવે છે. ભક્ત જે રૂપમાં દર્શન કરવાની ઈચ્છા કરે છે તેઓ તે જ રૂપમાં પ્રગટ થાય છે અને ભક્ત તેમની પાસે જે યાચના (માગણી) અથવા કામના (ઈચ્છા) કરે છે તેને પૂરી કરે છે. ભગવાનની કૃપાથી ભક્તોને ઘણા મોટા મોટા લાભ થાય છે, પરન્તુ એ વાત પણ યાદ રાખવા જેવી છે કે તેઓ ફક્ત ભક્તોને જ લાભ પહોંચાડે છે. જેમનામાં ભક્તિ નથી, તેમને ભગવાનથી કોઈ પણ પ્રકારનો લાભ પ્રાપ્ત થઈ શકતો નથી. અનેક દેવી દેવતા ભગવાનનું જ રૂપ છે. જે દેવતાના રૂપમાં ભગવાનનું ભજન કરવામાં આવે છે તે જ રૂપમાં તેવાં જ ફળ ઉપસ્થિત કરી ભગવાન પ્રગટ થાય છે.

ભગવાનની કોઈ સ્વતંત્ર સત્તા નથી. આત્માના સશક્ત ક્રિયારૂપને ભગવાન કહેવામાં આવે છે. આત્મા અનંત શક્તિઓનો પુંજ (સમૂહ) છે. જે શક્તિને પ્રદીપ્ત, પ્રચંડ તેમજ સ્ફુરિત કરવામાં આવે છે તે શક્તિ એક બળવાન દેવતાના રૂપમાં પ્રગટ થઈ કામ કરે છે. કોઈ પાકા ગુંબજવાળા મકાનમાં અવાજ કરવાથી મકાન અવાજથી ગુંજી ઊઠે છે. અવાજના પડઘા ચારે બાજુ બોલવા લાગે છે. રબરના દડાને કોઈ દીવાલ ઉપર ફેંકવામાં આવે તો જેટલા જોરથી તેને ફેંકવામાં આવ્યો હતો, ટક્કર ખાઈને તેટલા જ જોરથી પાછો આવે છે. તેવી જ રીતે આંતરિક (અંદર રહેલી) શક્તિઓનું વિશ્વાસના આધારે જ્યારે એકીકરણ (એકત્રીકરણ) કરવામાં આવે છે તો તેનાથી આશ્ચર્યજનક પરિણામો ઉત્પન્ન થાય છે.

સૂર્યનાં કિરણોને બિલોરી કાચ દ્વારા એક બિંદુ ઉપર એકત્રિત કરવામાં આવે તો તેનાથી એટલી ગરમી ઉત્પન્ન થઈ જાય છે કે તે કેન્દ્રમાં અગ્નિ પ્રગટ થાય છે (સળગવા લાગે છે.) માનસિક શક્તિઓને કોઈ ઈષ્ટદેવને કેન્દ્ર માનીને જો એકત્રિત કરવામાં આવે તો એક સૂક્ષ્મ સજીવ ચેતના ઉત્પન્ન થઈ જાય છે. આ શ્રદ્ધાથી નિર્માણ થયેલ સજીવ ચેતના જ ભગવાન છે. ગોસ્વામી તુલસીદાસજીએ રામાયણમાં ***"ભવાની શંકરૌ વન્દે શ્રદ્ધા વિશ્વાસ રુપિણૌ"*** શ્લોકમાં આ જ ભાવ પ્રગટ કર્યો છે. તેમણે ભવાની તથા શંકરને શ્રદ્ધા વિશ્વાસ તરીકે બતાવ્યાં છે. શ્રદ્ધા

સાક્ષાત્ ભવાની છે અને વિશ્વાસ સાક્ષાત્ શંકર છે. વિશ્વાસ માણસને મૃત્યના મોઢામાંથી બચાવી શકે છે અને જીવતા માણસને પળભરમાં રોગી બનાવીને મૃત્યુના મોઢામાં ધકેલી શકે છે. 'શંકા ડાકણ - મનસા ભૂત' કહેવત કોઈ મોટા અનુભવીએ પ્રચલિત કરી છે. ચિત્તમાં ઉત્પન્ન થયેલ શંકા ડાકણ બની જાય છે અને મનમાં રહેલો ભય ભૂતનું રૂપ ધારણ કરીને સામે આવીને ઊભો રહી જાય છે. દોરડાને સાપ, ઝાડીને ભૂત, કડવા પાણીને ઝેર બનાવી દેવાની અને મૃત્યુનો ભય ઉત્પન્ન કરવાની શક્તિ વિશ્વાસમાં મોજૂદ છે. ફક્ત ઘાત જ નહિ, નિર્ણયાત્મક શક્તિ પણ તેનામાં છે. કહેવાય છે કે ***માનો તો દેવ નહીં તો પત્થર.*** પત્થરને દેવ બનાવનાર વિશ્વાસ છે. વિશ્વાસની શક્તિ અપાર છે. શાસ્ત્રમાં કહ્યું છે ***'વિશ્વાસો ફલદાયક.'***

અમે અમારા "ઈશ્વર કોણ છે ? ક્યાં છે ? કેવો છે ?" પુસ્તકમાં "ગાયત્રીની ચમત્કારી સાધના"માં "બ્રહ્મવિદ્યાનાં રહસ્યોદ્‌ઘાટન" વગેરે પુસ્તકોમાં વિસ્તારપૂર્વક એ વાત બતાવી ચૂકયા છીએ કે મંત્રશક્તિ તથા દેવશક્તિ તે બીજું કંઈ જ નથી, આત્મશક્તિ અથવા ઈચ્છાશક્તિનાં બીજાં નામ છે. ધ્યાન, જપ, અનુષ્ઠાન, વગેરેની યોગમયી સાધનાઓ એક પ્રકારની માનસિક કસરત છે. જેવી રીતે શારીરિક કસરત કરવાથી દેહ બળવાન બને છે અને નીરોગિતા, સુંદરતા, દીર્ઘાયુષ્ય, ભોગસુખ, સહનશક્તિ, ધન ઉપાર્જન તથા અન્ય કઠણ કષ્ટ સાધ્ય કામોને પૂરાં કરવાની પ્રત્યક્ષ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે તેવી જ રીતે માનસિક સાધનાઓ દ્વારા, આરાધના, ઉપાસના દ્વારા મનોબળ વધે છે અને તેનાથી જુદી જુદી જાતની અલૌકિક શક્તિઓ પ્રાપ્ત થાય છે. મન્ત્રશક્તિ, દેવશક્તિથી જે કામો પૂરાં થાય છે તે કોઈ બીજા દ્વારા પ્રાપ્ત થતાં નથી, પરન્તુ આપણા જ પુરુષાર્થ દ્વારા આપણી જ આત્મશક્તિઓ દ્વારા ઉપલબ્ધ થાય છે. સાધના એક વૈજ્ઞાનિક પ્રક્રિયા છે જેના દ્વારા આત્મશક્તિઓ બળવાન બને છે અને મનની ઈચ્છા મુજબનાં પરિણામો ઉપસ્થિત કરે છે.

ભકત ભગવાનનો પિતા છે. પોતાની ભકિત દ્વારા સાધના દ્વારા તે પોતાના ભગવાનને ઉત્પન્ન કરે છે અને બળવાન બનાવે છે. જે પોતાના ભગવાનને જેટલું ભકિતનું સાધનાનું દૂધ પીવડાવે છે તેના ભગવાન તેટલા જ બળવાન બની જાય છે. અને તેનામાં જેટલું બળ હોય છે તેટલાં જ મહત્ત્વપૂર્ણ પરિણામો ઉપસ્થિત કરે છે. પ્રહ્‌લાદના ભગવાન એટલા બળવાન હતા કે થાંભલો ચીરીને નૃસિંહ રૂપમાં નીકળી પડયા અને હિરણ્યકશ્યપુનું પેટ ચીરી નાખ્યું. નરસિંહ ભગતના ભગવાન હુંડી સ્વીકારી શકતા હતા, પરન્તુ આપણા ભગવાનોમાં આ બળ નથી. કોઈના ભગવાન સ્વપ્નામાં યા જાગૃત અવસ્થામાં દર્શન આપી શકે છે. કોઈના ભગવાન ભવિષ્યનો કોઈ સંકેત કહી શકે છે. કોઈના ભગવાન વિપત્તિમાં મદદરૂપ બની શકે છે. કહેવાનું તાત્પર્ય એ છે કે જેણે પોતાના ભગવાનને જેવા બનાવ્યા હશે તે તેમને તેવાં જ વરદાન આપવા માટે અને તેવી જ મદદ કરવા માટે તૈયાર રહેશે.

ખરી રીતે મનોબળ જ ભગવાન છે. મનોબળ વધારવાના અનેક ઉપાય છે. યોગસાધનાની ભારતીય રીત જ એક માત્ર ઉપાય નથી. સંસારમાં તેનાં અનેક સાધનો અને ઉપાયો છે. વિશ્વાસના આધારે મનોબળ વધે છે. ઘણા લોકો યોગ સાધના વિના પણ પોતાના સ્વાવલંબન, આત્મવિશ્વાસ, સતત મહેનત, સાહસ, સત્સંગ તેમજ પરાક્રમ જેવા સદ્‌ગુણો દ્વારા પોતાનું મનોબળ વધારી લે છે. એ તે જ લાભ પ્રાપ્ત કરે છે કે જે ભકતોને ભગવાન આપે છે. અનેક અનીશ્વરવાદી વ્યકિતઓ પણ મોટી સિદ્ધપુરુષ થઈ છે. રાક્ષસ લોકો દેવતાઓથી વધારે સાધનસંપન્ન હતા. અસુરોને મોટાં મોટાં અદ્‌ભુત વરદાનો મળેલાં હતાં. આજે પણ વૈજ્ઞાનિક લોકો મોટા મોટા અદ્‌ભુત પ્રયોગો કરી રહ્યા છે. વિદ્વાન વિદ્યાનો અને ધનવાન ધનનો ચમત્કાર દેખાડી રહ્યા છે. આ બધાના મૂળમાં તેમની માનસિક વિલક્ષણ શકિતઓ કામ કરી રહી છે. આ ભગવાનની કૃપા છે. ભગવાનને સુર અને અસુર બધા જ કોઈ પણ જાતના ભેદભાવ સિવાય, પ્રસન્ન કરી શકે છે અને વરદાન પ્રાપ્ત કરી શકે છે.

બ્રહ્મની મૂળ સત્તા નિર્લેપ છે. તે નિયમરૂપ છે. વ્યકિતગત રૂપથી કોઈના ઉપર પ્રસન્ન યા અપ્રસન્ન થતી નથી. તેના ઉપર આરાધના પૂજા યા નિન્દાનો કોઈ પ્રભાવ પડતો નથી. અગ્નિદેવતાને ગાળો દેનાર અથવા પૂજા કરનારમાં ભેદ રાખવાની કોઈ જરૂર નથી. જે કોઈ વ્યકિત તેમના નિયમોને અનુરૂપ ચાલશે તે લાભ ઉઠાવશે અને જે અગ્નિને ગફલતથી અડકશે તે ચોક્કસ પણે બળી જશે. આત્માનો, ઈશ્વરનો, વિષ્ણુનો આ નિયમ છે. પણ ભગવાનની લીલા વિચિત્ર છે. તે ભકત વત્સલ છે. તેમને જે જેવા ભાવથી ભજે છે, કૂવાના અવાજની માફક તેમનું તે એવું જ ભજન કરે છે. કીર્તન, કથા, જપ, તપ, પૂજા પાઠ, ધ્યાન ભજન આ ભગવાનની પ્રસન્નતા માટે જ છે. શ્રદ્ધા અને વિશ્વાસ ભગવાન-પ્રાપ્તિનું મૂળ સાધન છે. જો શ્રદ્ધા યા વિશ્વાસ ન હોય તો (કરવામાં આવતાં) બધાં જ અનુષ્ઠાન નિષ્ફળ છે.

ભગવાનથી, આત્મબળથી આસ્તિક, નાસ્તિક બધા જ પોત પોતાની રીતે લાભ ઉઠાવે છે. સંસારના મહાપુરુષોની આત્મકથાઓ વાંચવાથી તેમાં તેઓનાં અદ્‌ભુત આશ્ચર્યજનક કામોનું જે વિવરણ મળે છે તેનાથી આપણે આશ્ચર્યચકિત થઇ જઈએ છીએ અને વિચારીએ છીએ કે કોઇ દેવતાની કૃપાથી જ આટલાં મોટાં કામોને તેઓ પૂરાં કરી શકયા હશે. તે દેવતા ભગવાન છે, જેને મનોબળ પણ કહેવામાં આવે છે. પ્રયત્નથી, સાધનાથી, વિશ્વાસથી, શ્રદ્ધા ભકિતથી મનોબળ વધે છે અને પછી તેની મદદથી મોટાં મોટાં કઠણ કાર્યો પૂરાં થઇ જાય છે. મેસમેરીજમ વિધા જાણનારા પોતાના મજબૂત મનોબળથી મોટા મોટા ખેલ બતાવે છે. આ બળ વધારે થઇ જાય તો માણસ જે દિશામાં ઈચ્છે તે દિશામાં લડાઈઓમાં વિજયો મેળવતો મેળવતો આગળ વધતો જાય છે. અચાનક અદ્‌ભુત, સારો અવસર પણ તેને પ્રાપ્ત થાય છે. ધનને જોઈને ધન, વૈભવને જોઈને વૈભવ, સૌભાગ્યને જોઈને સૌભાગ્ય, પોતાની મેળે અચાનક જ ટપકી પડે છે. અચાનક લાભોમાં પણ "સબળની સહાયતા" નો ઈશ્વરીય નિયમ કામ કરતો હોય છે.

ભગવાન 'કલ્પવૃક્ષ' છે તેને જે જેવા ભાવથી ભજે છે તેની ઈચ્છા

ભગવાન પૂર્ણ કરે છે. બીજા શબ્દોમાં એમ કહી શકાય કે જે મનઃતત્ત્વના જે પાસાને બળવાન બનાવી લે છે, તેને તે દિશામાં પૂરેપૂરી સફળતાઓ મળે છે.

આ રીતે ચતુર્મુખી બ્રહ્મ (બ્રહ્મા)ની ક્રિયાપદ્ધતિ આ સૃષ્ટિમાં દષ્ટિગોચર થઇ રહી છે. ઉપનિષદોમાં આને ચાર વર્ણવાળા બ્રહ્મ પણ કહેવામાં આવે છે. સત્પ્રધાન આત્માને બ્રાહ્મણ, શાસનકર્તા સ્વામી ઈશ્વરને ક્ષત્રિય, લક્ષ્મીપતિ વિષ્ણુને વૈશ્ય અને ભકતના વશમાં રહી મોટા થયેલા ભકતની ઈચ્છા અનુસાર કામ કરનારા ભગવાનને શુદ્ર કહેવામાં આવ્યા છે. આ ચાર ભેદ તેમની શકિતઓનાં રૂપ સમજવા અને સમજાવવા માટે આચાર્યોએ ઉપસ્થિત કરેલા છે. વસ્તુતઃ બ્રહ્મ એક જ છે. તેની ચાર શકિતઓના આધાર પર ચાર વેદ બન્યા છે, પરન્તુ ખરેખર તેની અનંત શકિતઓ છે અને તે મનુષ્યની બુદ્ધિની પહોંચથી ઘણી ઘણી આગળ છે.

## પરલોક ક્યાં છે ?

### ભૂલોક

સ્વર્ગ અને નરકને ખોળવા માટે દૂર જવાની જરૂર નથી. તે અહીં આ પૃથ્વી પર જ હાજર છે. આ લોકમાં અનેક વ્યકિતઓ સુરપુરનો આનંદ લૂંટી રહ્યા છે. તેમને બધા જ પ્રકારનો એશઆરામ છે. સ્વર્ગલોકનું જે વર્ણન કથા પુરાણોમાં સાંભળવામાં આવે છે તે બધું તેમના માટે આ લોકમાં હાજર છે. બીજી બાજુ અનેક વ્યકિતઓ એવી પણ છે કે જેમને યમપુરીની બધી જ યાતનાઓ હરહંમેશ પોતાની સામે ઉપસ્થિત થયેલી છે. હોસ્પિટલો, જેલો, પાગલખાનાં, અપંગગૃહો, કુષ્ઠ દરદીઓને રહેવાનાં સ્થળોમાં જઈને આપણે જોઇ શકીએ છીએ કે માણસ કેટલી બધી પીડાઓ સહન કરે છે. અનેક મનુષ્યોને માટે તો પોતાની જિંદગી જીવવી પણ કઠણ હોય છે. તેઓ તાત્કાલિક વેદનાથી છુટકારો મેળવવા માટે ઝેર ખાઈને, તળાવમાં ડૂબી જઈને, ગળે ફાંસો ખાઈને, કેરોસીન છાંટી બળી

મરીને, રેલવેની નીચે સૂઈ જઈને તેમજ બીજી કેટલીય રીતે આત્મહત્યા કરી નાંખે છે. મૃત્યુમા ઘણું કષ્ટ પડે છે. પરંતુ આત્મહત્યા કરનારો મનુષ્ય પોતાના જીવનને મૃત્યુથી પણ વધારે દુ:ખદાયક સમજે છે. તેથી તો તે આ રીતનાં ભયંકર કામો માટે તૈયાર થઈ જાય છે. આ ઘટનાઓ બતાવી આપે છે કે નરક આ લોકમાં પણ મોજૂદ છે.

નન્દનવન જેવા બગીચા, યક્ષ, ગંધર્વોના જેવા ગાયકો, અપ્સરાઓ, જેવી યુવતીઓ, બૃહસ્પતિ જેવા દેવગુરુ, કુબેર જેવા ભંડારી, પુષ્પક વિમાન જેવાં વાહન આ લોકમાં છે. ઈન્દ્ર વજ્રની સરખામણી કરી શકે તેવો પરમાણુ બોમ્બ અહીં હાજર છે. વરુણ, યમ, અગ્નિ, પવન, પૂષા વિશ્વદેવા આ લોકમાં ચોકીદારની માફક હાથ જોડીને કાયમ સેવા કરવા માટે ઊભા રહે છે. વિજ્ઞાને બધા જ દેવતાઓની શકિતઓને છીનવી લઈ મનુષ્યની સેવામાં ઉપસ્થિત કરી દીધી છે. લક્ષ્મી, સરસ્વતી તથા ચંડીનાં દર્શન કરવાં હોય તો કોઈ બીજા લોકમાં જવાની જરૂર નથી. તેઓ આ જ લોકમાં મેળવી શકાય છે. ઈન્દ્રલોકની વિશેષતાઓ આ લોકમાં મોજૂદ છે.

નરકને ખોળવા માટે કયાંય દૂર જવાની જરૂર નથી. રૌરવ, કુંભીપાક, તામ્રપત્ર, અસિપત્ર વગેરે ચોવીસ નરકોની જગાએ અહીયાં ચોવીસસો (૨૪૦૦) નરક દેખી શકાય છે. કોઈ ધૃણિત, ભયંકર, કષ્ટ સાધ્ય અને ન સહી શકાય તેવી વેદનાવાળી બીમારીમાં જેને પોતાને કોઈ વખત ફસાવવાનો અનુભવ થયો છે અથવા આવા રોગીની જેઓએ ચાકરી કરેલી છે તેઓ જાણે છે કે કોઈ નરકમાં આનાથી વધારે દુ:ખ હોય નહિ. એકસો પાંચ-છ ડીગ્રી તાવથી જેનું રોમે રોમ બળી રહ્યું છે, શરીર દુ:ખતું હોય અને તરસની બેચેનીથી જે બેહોશ પણ થઈ જાય છે, તેને 'ઉષ્ણતાપ' નરકથી શું ઓછુ કષ્ટ છે ? કફથી જયારે ગળું રૂંધાઈ જાય છે અને જયારે સારી રીતે શ્વાસ પણ લઈ શકાતો નથી, જીભથી બોલી પણ શકાતું નથી ત્યારે યમદૂત વડે ગળું દબાવવાના કષ્ટમાં શું બાકી રહી જાય છે ? ગર્ભની અંદર બંધ રહેલું બાળક કોઈ કુંભ્ભીપાકથી શું સારી દશામાં છે ? આંખ, દાઢનું દર્દ જયારે ઉગ્ર રૂપ પકડે છે ત્યારે મનુષ્ય અકળાઈ જાય છે.

પ્રસવના વખતે માતાઓ કેટલી પીડા સહન કરે છે. વીંછી જેવા ઝેરીલા જાનવરના કરડવાથી, અગ્નિથી દાઝી જવાથી, ભારે આઘાત લાગવાથી, અથવા ભયંકર ફોલ્લો થવાથી જે પીડા થાય છે તે નરકની કોઈ પણ જાતની પીડાથી ઓછી નથી.

નરકમાં નક્કી કરેલ સંખ્યામાં યમદૂત હોય છે. આ યમદૂતોનો એક ખાસ પ્રકારનો ચહેરો અને ખાસ પ્રકારનો પોષાક હોય છે. જેથી ઘણી સહેલાઈથી તેમને ઓળખી શકાય છે. પણ અહીંતો ગણ્યા ગણાય નહિ એટલા યમદૂતો આપણી ચારેબાજુ ફરતા જોવા મળે છે. તેમનો ચહેરો અને પોષાક ભલા આદમી જેવો હોવાના કારણે આપણને ઘણો વધારે ઊંડો આઘાત લાગે છે. નરકના યમદૂતોને તો જીવ ઓળખી લે છે અને તેમનો માર ખાવા તૈયાર થઈ જાય છે, પણ આ લોકના યમદૂત તેનાથી પણ ભયંકર છે. તે ઓળખી શકાતા નથી અને અચાનક એક ઘાતકી આક્રમણ કરે છે કે મનુષ્ય સમસમી ઊઠે છે. તેમની માર મારવાની નિર્લજ્જ રીત જોઈને યમદૂત પણ સંકોચ પામે છે. મિત્ર બનીને દગો કરનારા, સાધુનો વેષ લઈ ઠગનારા, હિતચિંતક બની વિશ્વાસઘાત કરનારા, રસ દેખાડીને ઝેર પીવડાવનારા, છાતીએ લગાડીને પ્યાર કરવાનો દેખાવ કરી કલેજું ખાવાવાળા યમદૂતો અહીંયાં ગલીએ ગલીએ મળી શકે છે. ઠગ, ચોર, હત્યારા, વ્યભિચારી, લંપટ, વિશ્વાસઘાતી, લબાડ, જૂઠા, ચાડીખાનારા, બેઈમાન, કપટી, ધુતારા, અત્યાચારી, અન્યાયી, પારકાને પીડા આપનારા, નિર્લજ્જ, કુકર્મી, નાસ્તિક, લૂંટારા, નિર્દય, ક્રૂર, નિષ્ઠુર સ્વભાવના સાક્ષાત્ શેતાનો દરેક જગાએ હાજર છે. બિચારા યમદૂતો તો પોતાનાં સીધાં સાદાં દંડ કરવાનાં શસ્ત્રોથી જીવને એક સીધી સાદી નક્કી કરેલી રીતે મારતા પીટતા હશે, પણ આ લોકના સફેદ વસ્ત્રધારી યમદૂત બીજાઓને શારીરિક અને માનસિક યાતનાઓ પહોચાડવા માટે જે પ્રપંચ રચે છે તેને જોઈને નરકના યમદૂતો આશ્ચર્ય પામી જાય. તેઓને બિચારાઓને તો તેમની સાત પેઢીમાં પણ આવું માયાવી આક્રમણ કરવાનું કદાચ આવ્યું હોય નહિ.

નજર નાંખીને આપણે દૂર દૂર સુધી જોઈએ અને સુખી સંપન્ન

સમૃદ્ધ લોકોના જીવનના આનંદ તથા દુઃખી, દરિદ્ર, પીડાયેલા લોકોના કષ્ટો પર થોડી વાર માટે વિસ્તૃતપણે વિચારીએ, બંને પ્રકારના લોકોના જીવનનાં પૂરાં ચિત્રો આપણા કલ્પનાક્ષેત્રમાં ખેંચીએ તો આ લોકમાં સ્વર્ગ અને નરકનું અસ્તિત્વ આપણને મળી જશે. સુખ પણ એટલું બધું છે કે તેનાથી સ્વર્ગમાં વળી શું વધારે સુખ હશે ? દુઃખ પણ એટલું બધું છે કે તે દુઃખની આગળ નરક લોકમાં પણ વળી શું વધારે દુઃખ હશે ? મૃત્યુ જેવું જ નહિ, આત્મહત્યા માટે પ્રેરિત કરનારું મૃત્યુથી પણ અધિક દુઃખ આ લોકમાં હાજર છે. આ કષ્ટોની અંતિમ સીમા છે. આ બધી વાતો ઉપર વિચાર કરીને જે પુરુષોએ કહ્યું છે કે સ્વર્ગ અને નરક આ લોકમાં છે. સાચેસાચ પૂર્ણતૃપ્તિદાયક અને અત્યંત ઉદ્વિગ્ન કરનારી સ્થિતિ આ લોકમાં હાજર છે. સ્વર્ગ અને નરકનું પૂરેપૂરું અસ્તિત્વ આ લોકમાં ઉપલબ્ધ છે.

પરલોકને ભોગલોક કહેવામાં આવે છે. પરલોકમાં સારા યા ખરાબ કર્મના ભોગ ભોગવવા પડે છે. આ લોકમાં જ્યાં કર્મ કરવાની સુવિધા છે ત્યાં કર્મફળને ભોગવવાની વિવશતા પણ છે. કોઈ વ્યકિત સત્કર્મ કરી તેના સત્ફળથી બચવાની ઈચ્છા કરે તો આ તેના હાથની વાત નથી. આ જ રીતે ખરાબ કર્મ કરી દંડથી બચવાનું પણ સંભવ નથી. રોગી, કાયર અપંગ તથા બીજા દુઃખોમાં પડેલી વ્યકિતઓ એ ક્યાં ઈચ્છે છે કે તેમને પોતાને દુઃખ સહન કરવું પડે તો પણ આ લોકમાં પરલોક હાજર હોવાથી તે પરલોકના નિયમ અનુસાર તેમને નરક ભોગવવા માટે વિવશ થવું પડે છે. તેવી જ રીતે સુખ સમૃદ્ધિની ઈચ્છા તો બધા રાખે છે, પણ આવી ઈચ્છા કેટલાની પૂરી થાય છે ? કેટલાય જીવ કોઈ એવા પરિવારમાં ઉત્પન્ન થાય છે જ્યાં અનાયસ જ અપાર સુખ સાધન મોજુદ હોય છે. કર્મભોગ તેમને આ સ્થિતિમાં દોડાવે છે કારણ કે પરલોક આ લોકમાં મોજૂદ છે. તેથી સ્વર્ગ સુખની સ્થિતિ પણ જેમનો અધિકાર છે તે લોકોની સામે પરલોકના નિયમાનુસાર આપોઆપ આવી જાય છે. આ લોકમાં પરલોકનો કાર્યક્રમ બરાબર ચાલી રહ્યો છે. આ કાર્યક્રમ મુજબ બધાં પ્રાણી સ્વર્ગ અને નરકના

સુખ દુ:ખનો આસ્વાદ કહે છે.

ભૂલોકના પરલોકમાં સુખને સ્વર્ગ અને દુ:ખને નરક કહેવાય છે. જેને આ લોકમાં સુખ પ્રાપ્ત થયું છે તે સ્વર્ગ ભોગવી રહ્યા છે અને જેમને દુ:ખ પ્રાપ્ત થઈ રહ્યું છે તે બિચારા નરક ભોગવી રહ્યા છે. આ એક સામાન્ય વ્યાખ્યા છે. આટલું કહી દેવાથી જ કામ નહિ ચાલે. નરક વિષે આપણે હવે બહુ જ બારીકીથી (ઊંડાણથી) વિચાર કરવો પડશે. કેટલીક વ્યકિતઓ એવી છે જેમને રૂપિયા, પૈસા, ધન, દોલત, સોના ચાંદી વગેરેની જરા પણ કમી નથી. નોકર ચાકર મહેલ મોટર બધું જ છે. રૂપવતી રમણીઓ જેની કૃપાદષ્ટિ માટે રાહ જોઈ રહી છે. એશઆરામનાં જુદી જુદી જાતનાં સાધનો મોજૂદ છે. આટલું બધું હોવા છતાં પણ તેમને ચેન નથી. તેઓ દિવસ રાત અશાન્તિની આગમાં બળ્યા કરે છે. રાત્રે તેમને ઊંઘ પણ આવતી નથી. બધી જ સુખ સામગ્રી ફીકી લાગે છે આપણને એવા અનેક દાખલાઓ (ઉદાહરણો) મળે છે કે અમુક રાજકુમાર અથવા ધનવાન વ્યકિતએ પોતાના એશઆરામને લાત મારી દીધી અને અમુક જાતનો ત્યાગપૂર્ણ રસ્તો સ્વીકારી લીધો. આનાથી એવું લાગે છે કે તેને તે સુખ સામગ્રીમાં સાચું સુખ મળ્યું નથી.

મારો વ્યકિતગતરૂપથી અનેક ધનવાન અને સમૃદ્ધ વ્યકિતઓ સાથે સંપર્ક રહે છે. તેઓ પોતાના હૃદયની કથા દીલખોલીને અમારી સાથે કરીને પોતાના મનનો ભાર હલકો કરે છે. છેલ્લા પચીસ વર્ષના મારા વ્યકિતગત અનુભવના આધારે અમે કહી શકીએ તેમ છીએ કે સુખ સામગ્રી હોવા છતાં પણ ઘણા ઓછા લોકો એવા છે કે જે સુખી કહી શકાય. ઘણાખરા તો ગરીબ અને અભાવગ્રસ્ત લોકો કરતાં પણ વધારે દુ:ખી જણાય છે.

હવે બીજી બાજુ જુઓ, આ દુનિયામાં એવા લોકો છે, જેમની પાસે ધનસંપત્તિ નથી. સાથે સાથે દુ:ખ પણ વેઠે છે, તેમ છતાં તેઓ સ્વર્ગમાં રહેનારા કહેવાય છે. સાધુ સંત, બ્રાહ્મણ તપસ્વી, મહાત્મા જનોની પાસે ધન સંપત્તિ હોતી નથી. તેમની પાસે જીવન નિર્વાહની અન્ન વસ્ત્ર જેવી

સાધારણ વસ્તુઓ પણ જરૂરી પ્રમાણમાં હોતી નથી. ધનના અભાવમાં કોઈને કોઈ અસુવિધાઓ તેમના સામે ઉભેલી જ હોય છે. કેટલાય પરોપકારી મનુષ્યો સંસારના ભલા માટે કષ્ટ સહન કરે છે. દધીચિએ પોતાનાં હાડકાં આપ્યાં. હરિશ્ચંદ્ર રાજાએ પોતાને તથા પોતાનાં સ્ત્રી-પુત્રને વેચ્યાં. મોરધ્વજે પોતાના પુત્રને આપી દીધો. શિબિ રાજાએ પોતાના શરીરનું માંસ કાપી કાપીને આપ્યું. બન્દા વૈરાગી, હકીકતરાય વગેરેએ જુદી જુદી જાતનાં દુઃખ વેઠયાં, મીરાં અને દયાનંદ સરસ્વતીએ ઝેરના પ્યાલા પીધા. પ્રહ્લાદે પિતાનો અત્યાચાર સહન કર્યો, ભારતના સ્વાધીનતા સંગ્રામમાં લાખો વ્યકિતઓએ જેલ, લાઠી, ગોળી તથા ફાંસી, સહન કરી. આ કષ્ટ સહન કરવાનું દુઃખ નરકનું દુઃખ ના કહી શકાય. આવાં કષ્ટોમાં પણ સ્વર્ગનું સુખ છુપાયેલું હોય છે. પોતાની ઈચ્છાથી (સ્વેચ્છાએ) સ્વીકારવામાં આવેલું દુઃખ તપ કહેવાય છે. એ બહારથી તો દુઃખ જેવું દેખાય છે, પણ હકીકતમાં તે દુઃખ નથી.

સુખ અને દુઃખનો નિર્ણય વસ્તુઓના હોવાના કે ના હોવાના આધાર પર કરી શકતો નથી. મોજથી પડી રહેવું યા કષ્ટમાં દિવસો વ્યતીત કરવા, સ્વર્ગ નરકની આ પણ ઓળખાણ છે કારણકે ધનવાન લોકો સુખી દેખાતા નથી અને અભાવગ્રસ્તો યા મુશ્કેલીથી દિવસ વ્યતીત કરનારાઓને દુઃખી કહી શકાતા નથી. શાસ્ત્રકારોએ ભૂલોકના સુખોમાં શારીરિક, માનસિક અને નૈતિક સ્વાસ્થ્યને સ્વર્ગ કહ્યું છે અને આ સ્વાસ્થ્યોનું જ નરક છે. જે શરીરથી તંદુરસ્ત છે તેમને બીમારીઓના આક્રમણના વારંવાર શિકાર બનવું પડે નહિ. રોગોનો હુમલો તેમના ઉપર થાય છે, જેમનું શરીર દુર્બળ હોય છે. બળવાન શરીરવાળો મનુષ્ય દૈહિક પીડાઓથી સાધારણ રીતે બચેલો રહે છે. ઈન્દ્રિયો બળવાન રહેવાથી ભોગ શકિત સુસ્થિર રહે છે અને તેને સાધારણ ભોગ સામગ્રીમાં પણ એવો જ આનંદ મળે છે જેવો અમીરોને બહુમૂલ્ય ઊંચા પ્રકારની વસ્તુઓમાં પણ મળતો નથી. જેની પાચન શકિત સારી છે, જેને કકડીને ભૂખ લાગે છે, તેને તો જવની રોટલી અને ચણાનું શાક ખાવામાં પણ એટલો આનંદ આવે છે કે જેટલો આનંદ કબજિયાત અને શરદીથી પીડાતી વ્યકિતને

છપ્પન મીઠાઈઓથી ભરેલા થાળથી પણ મળતો નથી. કામ શકિતની તંદુરસ્તીવાળો મજૂર અને તેની સ્ત્રી મજૂરણ - ઈન્દ્ર અને અપ્સરા જેવો આનંદ અનુભવતાં રાત વિતાવે છે, પણ જેમને પ્રદર પ્રમેહ, શીઘ્રપતન નપુંસકતા વગેરે રોગોએ ઘેરેલાં છે તેવાં પતિ પત્ની કેટલાંયે સ્વરૂપવાન હોવા છતાં દામ્પત્યજીવનનું સુખ ભોગવી શકતાં નથી. રાત્રિ આવે છે તે તેમને જાણે ચીઢાવવા, તિરસ્કૃત કરવા યા ક્રોધી બનાવવા આવે છે. પ્રશ્ન પણ તંદુરસ્તીથી સંબંધિત છે. જે મજબૂત છે, નીરોગી છે તે ધરતીમાં લાત મારીને પોતાના જીવન નિર્વાહ માટે કયાંયથી પણ જીવવા જેટલું ધન કમાઈ લેશે. તેને પોતાના નિર્વાહ માટે આજીવિકા કમાવાની કયારેય ચિંતા કરવી પડતી નથી.

શારીરિક તંદુરસ્તી સ્વયં એક સુખ છે. જેમાં હરહંમેશ તાજગી, પ્રસન્નતા, નિશ્ચિતતા તથા ખુશી છવાયેલી રહે છે. આત્મવિશ્વાસ, સાહસ, પુરુષાર્થ અને ઉત્સાહના તરંગો ઊઠતા રહે છે. ઈન્દ્રિયો સશક્ત અને ક્રિયાશીલ રહેતી હોવાથી લાંબા સમય સુધી તે પોતાનું કામ સારી રીતે કરતી રહે છે. ઘરડા થઈ જવા છતાં પણ આંખોની રોશની સારી રહે છે. દાંત મજૂબત રહે છે. કાનોથી સારું સંભળાય છે. ભોજન કરતી વખતે તેઓ દરરોજ એક તૃપ્તિદાયક સુખનો આનંદ લૂંટે છે. તેમને દામ્પત્ય જીવનમાં પણ ઘણું જ સંતોષકારક સુખ મળે છે. આજીવિકા કમાવામાં પણ તે પાછી પાની કરતા નથી. ધનવાન થવાની વાત જુદી છે, પણ એટલું તો તેઓ અવશ્ય કમાઈ લે છે કે જેનાથી તેમનો જીવનક્રમ પૂર્ણ સુવિધા સાથે ચાલતો રહે. આ બધાં સુખ એવાં છે કે જેના માટે મોટા મોટા અમીર લોકો તરસતા હોય છે.

વધારે પૈસા મળવાથી સુખ સાધન તો જરૂર મળી જાય છે, પરન્તુ સાથે સાથે તે પૈસા પડાવી લેનારા પણ એટલા બધા પેદા થઈ જાય છે કે તેમનાથી બચવા માટે, તેમના આક્રમણને રોકવા માટે ભારે ચિંતા રાખવી પડે છે. વળી બીજું તે પૈસાને હજુ વધારે વધારવાની તૃષ્ણા ચેનથી બેસવા દેતી નથી. વળી ત્રીજું ધન વધારે હોવાથી અનેક જાતના ખરાબ ગુણો પેદા થઈ જાય છે. આ ખરાબ ગુણોનાં દુ:ખદ પરિણામે દરરોજ નવા

નવા ઝઘડા ઉત્પન્ન થતા જાય છે. આ ત્રણે પ્રકારની બેચેનીઓમાં મનુષ્યની તંદુરસ્તી ક્ષીણ થઈ જાય છે અને તે તંદુરસ્તીથી મળનારા સુખોથી વંચિત થઈ જાય છે. આજ કારણ છે કે ધનવાન લોકો સુખી બહુ ઓછા દેખાય છે. આ સંસારમાં ભૂ-લોકમાં સુખ તેને મળે છે જે શારીરિક દૃષ્ટિએ તંદુરસ્ત છે. એક નીરોગી વ્યકિત પછી ભલે તે નિર્ધન જ કેમ ન હોય, એટલો સુખી રહે છે કે જેટલી સુખી ધનવાન વ્યકિત પોતાના બધા ધનના બદલામાં પણ થઈ શકતી નથી.

શારીરિક સુખ પછી માનસિક સુખ આવે છે. સુશિક્ષા, વિધા, વિચારશીલતા, સમજદારી, સુવિસ્તૃત જાણકારી, અધ્યયન, ચિન્તન, મનન, સત્સંગ, અનુભવ વગેરે દ્વારા મન અને મગજને સુસંસ્કૃત બનાવી લેવાંતે માનસિક તંદુરસ્તી છે. શિક્ષણ દ્વારા ડૉકટર, વકીલ, એન્જિનિયર, ઓફિસર, વૈજ્ઞાનિક, લેખક, સંપાદક, જાદુગર, શિલ્પી, વેપારી, કલાકાર, મૂર્તિકાર, ચિત્રકાર, સંગીતજ્ઞ, નટ વગેરે પોતપોતાની મહત્તા પ્રગટ કરે છે. પોતાની યોગ્યતાઓના આધારે સંસારને મહત્ત્વપૂર્ણ લાભ પહોંચાડે છે અને પોતે જાતે સફળતાનો સંતોષ આપનારો આનંદ અનુભવે છે, સંપત્તિ કમાય છે, યશસ્વી બને છે તેમજ પોતાના મૃત્યુ બાદ નવી પેઢીને માટે એક આદર્શ છોડતા જાય છે.

સારા શિક્ષણે જ આ સંસારમાં મહાત્મા, ભકત, જ્ઞાની, તપસ્વી, ત્યાગી, ગુણવાન, વિદ્વાન,, મહાપુરુષ, પથપ્રદર્શક, નેતા, દેવદૂત, પયગમ્બર તથા અવતાર પેદા કર્યા છે. જો દુનિયામાં સારું શિક્ષણ નહિ હોય તો મનુષ્ય એક ઘણો દુર્બળ અને અસહાય પશુ જેવો રહી જશે. જ્ઞાને જ મનુષ્યને તુચ્છ પશુથી ઊંચો ઉઠાવીને સૃષ્ટિનો સમ્રાટ બનાવી દીધો છે. જીવનનું સુખ આ વિધાબળ ઉપર પણ ઘણી હદ સુધી નિર્ભર છે. અશિક્ષિત મૂર્ખ, બેવકૂફ, જડ અથવા અજ્ઞાની પુરુષ એક જાતના પશુ છે. તેને પશુના જેવું પૃથ્વીને ભારરૂપ જીવન વ્યતીત કરવું પડે છે. પોતાની શકિતઓને તે જાણી શકતો નથી તેને વિકસિત કહી શકતો નથી કે તેનાથી લાભ મેળવી શકતો નથી. પરન્તુ જે લોકો બુદ્ધિમાન છે તે પોતાના બુદ્ધિબળથી આ જીવનમાં જ સ્વર્ગ સુખનો આનંદ લૂંટે છે.

વિવેકવાળી વ્યક્તિ અનેક જાતના માનસિક ક્લેશ અને કષ્ટોથી બચેલી રહે છે. સંસારમાં પ્રકૃતિના ક્રમ મુજબ વસ્તુઓનું પરિવર્તન થાય છે. સ્વજનોનું મૃત્યુ, જુદા પડવું, નુકસાન અને ચોરી, ભૂલ, તોડફોડ વગેરેના કારણે અનેક પ્રકારની અનિચ્છનીય ઘટનાઓ સામે આવે છે. અવિવેકી પુરુષ ન ઈચ્છેલી ઘટનાઓ બનવાથી માનસિક સંતુલન ગુમાવી બેસે છે અને શોક, ક્લેશ, ચિંતા, બેચેની, પીડા તેમજ અશાંતિનો અનુભવ કરતો ખરાબ રીતે રોતો કકળતો રહે છે, પરંતુ વિચારશીલ પુરુષ આ ગતિશીલ સંસારની દરરોજ બનનારી ઘટનાઓથી વિચલિત થતો નથી અને આ શોકસાગરમાં ડૂબવાથી બચી જાય છે કે જેમાં અજ્ઞાની પુરુષ ડૂબીને પોતાના જીવનને ઘણી ખરાબ રીતે ધોઈ નાંખે છે. તંદુરસ્તીની માફક શિક્ષણ પણ પોતે જ એક સુખ છે. સુશિક્ષિત માણસના અંતઃકરણમાં એક બળ રહે છે. સદ્‌વિચારો, સુસ્થિર વિચારો અને મહત્ત્વપૂર્ણ વિચારોથી તેનું મન હંમેશાં પ્રસન્ન, પ્રફુલ્લ અને સંતુષ્ટ રહે છે.

શારીરિક અને માનસિક સ્વાસ્થ્ય પછી નૈતિક સ્વાસ્થ્યનું સ્થાન છે. તંદુરસ્તીના આ ત્રણ ભાગોને ભેગા કરવાથી પૂર્ણ તંદુરસ્તી બને છે. ઈમાનદારી, ધર્મપરાયણતા, સદાચાર અને સંયમથી પોતાની જાતને પવિત્ર બનાવવી તથા બીજાઓની સાથે પ્રેમ, પરોપકાર, સેવા, ઉદારતા તેમજ મધુરતાભર્યો વ્યવહાર કરવો, આ નૈતિક સ્વાસ્થ્યની વ્યાખ્યા છે. પોતાની મુશ્કેલીઓ કરતાં બીજાઓની મુશ્કેલીઓનું વધારે ધ્યાન રાખવું અને પોતાના સુખ કરતાં બીજાઓના સુખને પ્રથમ સ્થાન આપવું એ નૈતિક સ્વાસ્થ્યની પરીક્ષા છે. આ પરીક્ષામાં જેની વિચારધારા અને કાર્યપ્રણાલી પાસ થાય છે તે નૈતિક દૃષ્ટિથી તંદુરસ્ત છે.

નૈતિક તંદુરસ્તી બરાબર હોવાથી સમાજનો ઘણો મીઠો સહકાર પ્રાપ્ત થવા માંડે છે. ઘરમાં, ઘરની બહાર, સમાજમાં, દેશમાં, પરદેશમાં, આવા તંદુરસ્ત મનુષ્યને બધા અપનાવે છે, સહયોગ કરે છે, મદદ કરે છે, પ્રેમ કરે છે, પ્રશંસા કરે છે અને છાતીએ લગાવે છે. નૈતિક તંદુરસ્તી એક ખીલેલું સુગંધી પુષ્પ છે જેને જોવા, સૂંઘવા, અડકવા (સ્પર્શ કરવા)-બધા

લોકો લલચાય છે. જે ઈમાનદાર છે, સાચો છે, વિશ્વાસુ છે, કપટરહિત છે, મીઠું બોલનારો છે, વફાદાર છે, જે પ્રેમ કરે છે, ઉદાર છે, સેવાભાવી છે, આવી વ્યકિતને મેળવીને દરેક જણ પોતાની જાતને ધન્ય સમજે છે. પિતા પુત્રને, પત્ની પતિને, ભાઈ ભાઈને, મિત્ર મિત્રને, માલિક નોકરને -આ ગુણોવાળો જોઈને બહુ જ આનંદ પામે છે. નૈતિક તંદુરસ્તીના આધારે માણસ સાચા અર્થમાં માણસ બને છે, સાચો મનુષ્ય દેવતાઓની માફક મહાન અને વંદન કરવા યોગ્ય છે. નૈતિકતાઓમાં હજારો હાથીઓ જેટલું બળ હોવાનું કહેવાય છે. ખરેખર તો ઈમાનદાર, મધુર અને ઉપકારી સ્વભાવના મનુષ્યમાં બેસુમાર બળ હોય છે. તેને અનહદ આનંદનો પોતાના અતઃકરણમાં હરહંમેશ અનુભવ થતો રહે છે.

જેમને સાચા હૃદયથી પ્યાર કરનારા, સાચી સહાનુભૂતિ રાખનારા, આદર કરનારા, અનેક મનુષ્યો મળેલા છે, તેને માટે આ લોક જ સ્વર્ગ છે. આત્મીયતા, પ્રેમ, વિશ્વાસ અને આદરભાવ રાખનારા લોકોની વચ્ચે રહીને મનુષ્યને જે સુખ મળે છે તેના રસના સ્વાદની તો ભોગવનારને જ ખબર હોય છે. ગરીબી હોવા છતાં પણ પ્રેમ અને વિશ્વાસના વાતાવરણમાં રહેવાથી જે આનંદ મળે છે તેના ઉપર અવિશ્વાસી વાતાવરણની અમીરીને ન્યોછાવર કરી શકાય છે. નૈતિકતાનો વિકાસ, મનુષ્યના અસ્તિત્વનો વ્યકિતત્વનો વિકાસ છે. આને આધ્યાત્મિક ઉન્નતિ પણ કહે છે. જેમની નૈતિકતા જેટલી વિકસિત છે તેમને પોતાના અંતઃકરણમાં હંમેશાં આનંદનો અનુભવ થશે. સંસાર દર્પણ જેવો છે તેમાં એવો જ ચહેરો દેખાય છે જેવો કે આપણો ચહેરો હોય છે. પોતાની જાતને ભલી બનાવી લેવાથી દુનિયાનાં ભલાઈનાં તત્ત્વો આપોઆપ તેની મેળે સામે આવી જાય છે અને તેનાથી તેને એવું લાગવા માંડે છે કે આ દુનિયામાં સાચા, સજ્જન, પ્રેમી, ભલા તેમજ ઉત્તમ સ્વભાવ વાળા મનુષ્યો જ ભરેલા છે. બધી જગાએ તેને અનુકૂળ, મધૂર, અને શાંતિપૂર્ણ વાતાવરણ દેખાવા માંડે છે.

શારીરિક, બૌદ્ધિક અને નૈતિક સ્વસ્થતામાં એવી શકિત છે કે જે

ભૂલોકને સ્વર્ગીય આનંદથી પરિપૂર્ણ બનાવી દે છે. જે સાધનોની જીવનને આનંદિત બનાવવા માટે જરૂર છે તે બધાં જ તેને મળી જાય છે. બની શકે કે તેની પાસે લાખો કરોડોની સંપત્તિ ના હોય, પરન્તુ જે કાંઇ તંદુરસ્ત મનુષ્યની પાસે હોય છે તે એટલા બધા પ્રમાણમાં અને એટલું બધું વાસ્તવિક હોય છે કે તેની સરખામણીમાં ચાંદીનું મેદાન અથવા સોનાનો પર્વત પણ તુચ્છ છે. જેને આ ત્રણ પ્રકારની સ્વસ્થતા પ્રાપ્ત છે તેને માટે પરમાત્માનું આ પરમ પુનિત ઉપવન  સંસાર બધી રીતે આનંદમય છે. બધી બાજુ તેને પ્રસન્નતા અને સુખશાંતિનાં ઝરણાં વહેતાં દેખાય છે. પ્રભુની પુણ્ય કૃતિ આ વસુધા, વસુન્ધરા, માતાના ખોળા જેવી સુખ આપનારી લાગે છે. શાસ્ત્રો કહે છે. "જનની જન્મભૂમિશ્ચ  સ્વર્ગાદપિ ગરીયસી.  તંદુરસ્ત મનુષ્ય આ શાસ્ત્ર વચનની સત્યતાનો પ્રત્યક્ષ અનુભવ કરે છે. તેને લાગે છે કે જન્મભૂમિ- ધરતી માતાનો ભૂલોક સ્વર્ગથી કોઇ રીતે ઓછો ઊતરે તેવો નથી. પરન્તુ તેના કરતાં પણ વધારે સુખદ છે.

શરીરને તંદુરસ્ત રાખવું, બુદ્ધિનો વિકાસ કરવો અને નીતિમાન બનવું ત્રણેય વાત મનુષ્યના હાથમાં છે. ખરાબ માર્ગે જવાથી નીચ, તામસિક દુર્ગણોને અપનાવાથી શરીર નાશ પામે છે. બુદ્ધિ નાશ પામે છે તથા સામાજિક પ્રેમભાવ તથા વિશ્વાસ નાશ પામે છે. આ સર્વનાશ જ નરક છે. ખરાબ કામો માટે જેની નિન્દા કરવામાં આવે છે, જેનો અયોગ્યતા અને હીનવૃતિને કારણે તિરસ્કાર કરવામાં આવે છે તેને નરકમાં જનારો કહેવો જોઇએ. સદ્ગુણોના દ્વારા જે બીજાનું મન પોતાની મુઠ્ઠીમાં રાખે છે, જેને નજીક જોઇને બીજાઓના હૃદયની કળી ખીલી ઊઠે છે, જેના વિચારો અને કાર્યો સન્માન આપવા લાયક છે તેને સ્વર્ગમાં જનારો કહેવામાં આવશે.

જેને ભૂ-લોકના પરલોકમાં, આ જીવનમાં સ્વર્ગના (આનંદનુ) રસાસ્વાદન કરવું હોય તેઓ પોતાના શારીરિક, બૌદ્ધિક અને નૈતિક સ્વાસ્થ્યને ઉન્નત બનાવે. આ ઉન્નતિની સાથે સાથે મનુષ્ય ધીરે ધીરે સ્વર્ગની સીડી પર ચઢતો જાય છે અને નરકની યાતનાઓથી દૂર જતો જાય છે.

# ભુવઃ લોક

પ્રકૃતિનો વિસ્તાર ઘણો મોટો છે. જે કાંઇ આપણે આંખોથી જોઇએ છીએ, કાનોથી સાંભળીએ છીએ ચામડીથી સ્પર્શ કરીએ છીએ તથા બીજી કોઇપણ પ્રકારે પત્યક્ષ અનુભવ કરીએ છીએ તે ઘણું જ થોડું છે. તેનાથી અનેક ગણી વસ્તુઓ એવી છે કે જેનો ઇન્દ્રિયોને અનુભવ થતો નથી, પરન્તુ તે આ સંસારમાં મોજૂદ હોય છે. સ્થૂળ અથવા દશ્યના કરતાં સૂક્ષ્મ અને અદશ્ય વસ્તુઓ ઘણી વધારે છે. દશ્ય જગતને લોક અને અદશ્ય જગતને પરલોક કહેવામાં આવે છે.

દરેક પદાર્થની, પ્રત્યેક તત્ત્વની મૂળ સત્તા સૂક્ષ્મ છે, પણ તે કયારેક કયારેક બીજા પદાર્થોની સાથે મળીને સ્થૂળ થઇ થાય છે. સંસારના રાસાયણિક પદાર્થો હંમેશાં ગતિશીલ રહે છે, એટલા માટે જ્યારે તે રાસાયણિક સંમિશ્રણમાં થોડીઘણી ઓછપ આવી જાય છે ત્યારે તે સ્વરૂપ બદલાઇ જાય છે અથવા નાશ પામે છે. એવી દશામાં તે પદાર્થોની મૂળ સત્તા ફરીથી પાછી સૂક્ષ્મ રૂપ ધારણ કરી દે છે - અદશ્ય બની જાય છે. કોઇ પણ વસ્તુની મૂળ સત્તા કયારેય નાશ પામતી નથી, પરન્તુ કોઇને કોઇ દશ્ય યા અદશ્ય રૂપમાં હોય છે જ. પ્રકૃતિના સમસ્ત પરમાણુ અનાદિ અને અનંત છે.

જ્યારે કોઇ વસ્તુ સળગાવવામાં આવે છે તો તેનું બધું જ દશ્ય રૂપ અદશ્ય થઇ જાય છે. ફકત મુઠ્ઠી રાખ બચે છે. ૨૦ કિલોગ્રામ લાકડું સળગાવવામાં આવે તો ઘણી મુશ્કેલીથી તેમાંથી અઢી કિલો ભસ્મ બનશે. બાકીનો સાડાસત્તર કિલોગ્રામ વજનનો આટલો મોટો ઢગલો કયાં જતો રહ્યો ? ઉપલક દષ્ટિએ એવું લાગે છે કે તે નાશ પામ્યો, પરન્તુ વિજ્ઞાન બતાવે છે કે કોઇ વસ્તુ નાશ પામતી નથી. ફકત તેનું રૂપ બદલાઇ જાય છે. તે સાડાસત્તર કિલોગ્રામ લાકડાના પરમાણુ સૂક્ષ્મ અથવા અદશ્ય બની ગયા હવે તે આંખોથી દેખાતા નથી તો પણ સંસારમાં અદશ્ય રૂપે વાદળોની માફક અહીં તહીં ફરતા રહે છે. મરચું સળગાવવામાં આવે તો દૂર સુધી બેઠેલા લોકોને ઉધરસ યા છીંક આવે છે. હવનની સુગંધ દૂર દૂર સુધી

ફેલાય છે. આનાથી પ્રતીત થાય છે કે સળગી ગયા બાદ પણ તે વસ્તુઓનું અસ્તિત્વ મોજૂદ છે. મરચાં યા હવન સામગ્રીના પરમાણુ હવાની સાથે અહીં તહીં ઊડે છે અને લોકોને ગંધ દ્વારા પોતાનો પરિચય આવે છે.

તળાવોનું પાણી ગરમીના દિવસોમાં ઘણી ઝડપથી સુકાઇ જાય છે તે ક્યાં ગયુ ? શું નાશ પામ્યું ? ના, સૂરજની ગરમીના કારણે તે વરાળ બની આકાશમાં ઊડી ગયું. આ પાણી તળાવમાંથી ઊડી જતું દેખાતું નથી. પરન્તુ જ્યારે ઘણાં તળાવો નદીઓ અને સમુદ્રનું ઊડી ગયેલું પાણી એક જગ્યાએ જમા થઇ જાવ છે ત્યારે વાદળાંઓના રૂપમાં દેખાવ છે. વાદળ તે વરાળનું સ્થૂળ રૂપ છે. પણ જ્યારે તે વરાળ ઘણી જ હલકી અને થોડી હોય છે તો દેખાતી નથી. સાધારણ રીતે હવામાં હંમેશાં થોડું ઘણું પાણી ઊડતું રહે છે પણ તે દેખાતું નથી કારણ કે તે સમયે તે સૂક્ષ્મ રૂપમાં હોય છે. સૂક્ષ્મ વસ્તુઓને આંખો જોઇ શક્વામાં અસમર્થ હોય છે.

એક ખેતરમાં લાગલગાટ વીસ વર્ષ સુધી શેરડીની ખેતી કરવામાં આવે તો તેમાંથી એટલો ગોળ પેદા થશે કે તેનાથી તે ખેતરમાં કેટલાક ફૂટની ચાદર બિછાવી શકાય છે. આટલો બધો ગોળ ક્યાંથી આવ્યો ? શેરડીનાં મૂળિયાં જેટલાં ઊંડાં જમીનમાં જાય છે તેટલી માટી ખોદીને તેની વૈજ્ઞાનિક તપાસ કરાવવામાં આવે તો માલુમ પડશે કે ખેતરમાં સાકરના પરમાણુ વીસ કિલોગ્રામથી વધારે નથી, પરન્તુ તેનાથી કેટલાયે ગણો વધારે ગોળ દર વર્ષે પેદા થાય છે. એ ખેતરની માટીમાંથી નહિ પણ આકાશમાંથી આવે છે. હવામાં કરોડો ટન સાકર ઊડતી હોય છે. શેરડીનો છોડ પાંદડાં વડે શ્વાસ લે છે અને પોતાની જરૂરિયાતવાળી વસ્તુ સાકર વાયુમાંથી ખેંચી લે છે.

ડોકટરો કહે છે કે રોગોનાં કીટાણુ એક પ્રકારના જીવ ધરાવતાં પ્રાણી છે અને તે આકાશમાં ઊડતાં રહે છે અને જે કમજોર પ્રાણીને જુએ છે તેને પોતાના શિકારને લાયક સમજે છે અને તેના ઉપર હુમલો કરે છે. ક્ષયરોગ, કોલેરા, વગેરે સંક્રામક રોગના કીટાણુઓ માખીઓની માફક એક પુરુષ ઉપરથી ઊડીને બીજા ઉપર પહોંચે છે અને તેને પણ

બીમાર બનાવી દે છે. પ્લેગ, કોલેરા, મેલેરિયા, બળિયા, ઈન્ફલુએન્ઝા વગેરે રોગના કીટાણુઓ માંખીઓની માફક ઝૂંડના ઝૂંડ અબજોની સંખ્યામાં ઊડે છે અને એક જગાએથી બીજી જગાએ પોતાના બળ સાથે પહોંચી જાય છે. આ કીટાણુઓ આંખોથી દેખાતાં નથી તો પણ આ લોકમાં તેવી રીતે રહે છે અને કામકરે છે અને જીવતા રહે છે કે જેવી રીતે મનુષ્ય પશુપંખી અને કીડા મંકોડા આ દશ્ય લોકમાં જીવન જીવતાં હોય છે.

ભૌતિક વિજ્ઞાનના શોધક, અન્વેષક અને આવિષ્કાર કરનારાઓ જાણે છે કે અદશ્ય જગતમાં ઘણા મૂલ્યવાન પદાર્થોનો ખજાનો છૂપો પડયો છે. ગેસ, વીજળી, રેડિયો, ટેલિવિઝન, પરમાણુ શકિત વગેરે અદશ્ય લોકમાં છુપાયેલી શકિતઓને ખોળી કાઢવામાં આવી છે. હવે વિજ્ઞાન એ દિશામાં પ્રયત્ન કહી રહ્યું છે કે અદશ્ય સૂક્ષ્મ પદાર્થોને ઈચ્છા મુજબ સ્થૂળ રૂપમાં કેવી રીતે ફેરવી શકાય.

ખેડૂતો જાણે છે કે વરસાદનું પાણી ખેતીના માટે કેટલું ઉપયોગી છે. કારણ એ છે કે વરસાદનાં ટીપાંની સાથે આકાશમાંથી બીજા પદાર્થો પણ વરસે છે. છોડ તેને મેળવીને ઘણી જ જીવન શકિત મેળવે છે. સ્વાસ્થ્ય વિજ્ઞાનના આચાર્યો જાણે છે કે જયાંની ઓબોહવામાં અમુક તત્ત્વના પરમાણુ વધારે પ્રમાણમાં હોય છે ત્યાં રહેવું આરોગ્યની દષ્ટિથી લાભકારક હોય છે. તબિયત સુધારવા માટે લોકો તે સ્થાનોમાં જાય છે કે જયાંની આબોહવામાં ઉપયોગી પરમાણુ હોય છે. આ બધી વાતો બતાવી આપે છે કે અદશ્ય લોક પણ દશ્ય લોકની માફક જ છે. તેમાં પણ સજીવ અને નિર્જીવ સત્તાઓ મોટા પ્રમાણમાં મોજૂદ હોય છે.

દરેક વસ્તુ કાલચક્રમાં ફેર થવાથી કયારે દશ્ય, કયારેક અદશ્ય થઈ જાય છે. વરાળથી પાણી, પાણીથી વરાળ આ ચકકરમાં પડેલું પાણી દશ્ય અને અદશ્ય હોય છે. મનુષ્ય પણ જન્મ પછી મૃત્યુ (પામે છે) અને મૃત્યુ પછી જન્મ ધારણ કરે છે. જ્યાં સુધી સ્થૂળ શરીર છે ત્યાં સુધી તે આ લોકમાં છે. જ્યારે શરીર છૂટી જાય છે ત્યારે તે તો પરલોકમાં ચાલ્યો જાય છે. જીવન લોક અને પરલોક બંને જગાએ રહેવું પડે છે બંને તેના

ઘર છે એટલે પરલોકના વિષયમાં થોડીઘણી જાણકારી મેળવી લેવી જરૂરી છે. છોકરીઓ પોતાના પિતાના ઘેર રહીને પણ પતિગૃહમાં સામે આવનારી પરિસ્થિતિની જાણકારી પ્રાપ્ત કરી લે છે અને તૈયારી કરે છે કારણ કે તે જાણે છે કે અમારે પિયરની માફક ભવિષ્યમાં સાસરીની પણ જરૂર પડશે. આપણે પણ નજીકના ભવિષ્યમાં જે લોકમાં જવાનું છે તેનું જ્ઞાન પ્રાપ્ત કરી લઈએ.

પરલોક કયાં છે ? તે કેટલે દૂર કઈ જગાએ કોની વચ્ચે છે ? આ પ્રશ્નના ઉત્તરમાં એ જ કહી શકાય કે લોક અને પરલોકની સીમાઓ એકબીજામાં મળેલી છે. પૃથ્વીની સંગીન ધરતીને છોડીને જ્યાંથી પોલું આકાશ શરૂ થાય છે ત્યાંથી જ સૂક્ષ્મલોક યા પરલોક આરંભ થઈ થાય છે. પૃથ્વીની આકર્ષણ શકિત લગભગ ૧૨૦૦ કિલોમિટર ચારેબાજુ માનવામાં આવે છે. આ જ વિસ્તાર પરલોકનો છે. કારણ એ છે કે જે રાસાયણિક તત્ત્વો સાથે પૃથ્વીનો સંબંધ છે. જે પૃથ્વી ઉપર પ્રગટ થતાં હોવાનું કહેવાય છે તે અદૃશ્ય હોવા છતાં પણ પૃથ્વીના આકર્ષણની સીમાની અંદર રહે છે. પૃથ્વી તેમને ખેંચી રાખે છે. પોતાના પરિધની બહાર જવા દેતી નથી. તે પરમાણુ આ ભૂલોકના જ અદૃશ્ય અંશ છે. તેથી જ તેમનું આકર્ષણ પણ ભૂલોકસાથે જ જોડાયેલું રહે છે. બીજા ગ્રહ ઉપગ્રહોનાં જે રાસાયણિક તત્ત્વો છે તે આ લોકનાં તત્ત્વોથી જુદાં છે. તેથી જ અહીંના પરમાણુનો ત્યાં કોઈ મેળ બેસતો નથી અને તે વિજાતીય હોવાના કારણે કોઈ બીજા લોકમાં પ્રવેશ કરી શકતાં નથી.

અહીંનાં સજીવ પ્રાણી પણ મૃત્યુલોકના પરલોકમાં જ રહે છે કારણ કે તેમનું સૂક્ષ્મ શરીર મરી ગયા પછી પણ અસ્તિત્વમાં હોય છે. આ શરીરમાં પણ સ્થૂળ શરીરની માફક જ જ્ઞાનેન્દ્રિયો હોય છે. તેથી જ તેમનામાં જોવાની, સાંભળવાની, ચાવવાની, સૂંઘવાની અને સ્પર્શ કરવાની શકિત પણ હોય છે. તે પદાર્થ જેને આપણી જ્ઞાનેન્દ્રિયો સહેલાઈથી અપનાવી શકે છે તે આ લોકમાં છે. માછલીની ઈન્દ્રિયો પાણીમાં જીવન ધારણ કરી શકવાને જ યોગ્ય બનેલી હોય છે. તે પાણી છોડીને બીજી કોઈ જગાએ જીવતી રહી શકતી નથી. તેવી જ રીતે ભૂલોકવાસી જીવોનું

સૂક્ષ્મ શરીર પણ ભૂલોકના પરલોકમાં જ રહે છે. સંક્ષેપમાં એમ કહી શકાય કે પૃથ્વીની સપાટીથી લઈને જયાં સુધી તેની આક્રમણ શક્તિની સીમા છે તે આકાશમાં પરલોક છે. જે દેખાય છે તે સ્થૂળ છે અને જે અદૃશ્ય છે તે સૂક્ષ્મ છે. પૃથ્વીસાથે સંબંધ રાખનારા સજીવ અને નિર્જીવ પદાર્થ જ્યારે પોતાના સૂક્ષ્મ યા અદૃશ્ય રૂપમાં હોય છે ત્યારે આ પરલોકમાં રહે છે.

કોઈ એક અંધારા મકાનમાં એક નાના કાણામાં થઈને સૂર્યકિરણ અંદર આવે છે તો તે મકાનની અંદર ઊડતા ધૂળના પરમાણુ સૂર્યકિરણની અંદર પહોંચીને સારી રીતે ચમકતા દેખાય છે. આ ધૂળના રજકણોને આમતેમ ઉપર નીચે સ્વેચ્છાથી વિચરતાં દેખી શકાય છે. ઘણા જ હલકા હોવાના કારણે તે પૃથ્વીની (ગુરુત્વાકર્ષણ) આકર્ષણ શક્તિથી બહુ પ્રભાવિત થતા નથી. કલાકો સુધી જમીન ઉપર પડયા વિના વચમાંને વચમાં આકાશમાં જ ઊડતા રહે છે. આ ધૂળના રજકણો માટીના ઢેફા જેવા સ્થૂળ તેમજ ધાર્યા કરતાં ભારે છે તેમ છતાં નાના અને હલકા હોવાથી ઘણા સમય સુધી સ્વેચ્છાથી આકાશમાં વિચરણ કરતા રહે છે. સૂક્ષ્મ પરમાણુ આ ધૂળના રજકણો કરતાં અસંખ્ય ગણા નાના અને હલકા હોય છે તે એટલા બધા નાના હોય છે કે વાળની અણી ઉપર હજારોની સંખ્યામાં આવી શકે છે. તે સારામાં સારા સૂક્ષ્મદર્શક યંત્રથી પણ જોઈ શકાતા નથી. આટલા હલકા પરમાણુઓને અધ્ધર આકાશમાં ફરવામાં કોઈ મુશ્કેલી પડતી નથી. તેમને રહેવા માટે કોઈ સહારાની જરૂર નથી કે તેમને નીચે પડી જવાનો ભય રહેતો નથી. વાદળોને જ જુઓ. તે વરાળનું એક મોટું રહેવાનું સ્થાન છે, પણ જયાં સુધી તે પાણીના ભારથી અત્યંત ભારે થઈ જાય નહીં ત્યાં સુધી આકાશમાં સ્વેચ્છાથી ઊડતાં ફરે છે. જ્યારે આટલાં ભારે વાદળાં કોઈ પણ જાતના સહારા વગર ફરી શકે છે તો પછી અત્યંત સૂક્ષ્મ પરમાણુઓને રહેવા માટે સ્થાનની શા માટે જરૂર પડે ?

પરલોક કશાયના ઉપર ટકેલું નથી. આ નિરાધાર આકાશ જ પરલોક છે. પાણી, ગરમી, ઠંડી, શબ્દ, પ્રકાશ, ઈશ્વર વગેરેના તેમજ વનસ્પતિ,

ખનિજ તેમજ રાસાયણિક પદાર્થોના સૂક્ષ્મ નિર્જીવ પરમાણુ આકાશમાં છવાયેલા રહે છે. તેમાંથી જે ધાર્યા કરતાં વધારે ભારે હોય છે તે હવાની ઝપટથી અહીંતહીં ભટકતા રહે છે. જે અધિક સૂક્ષ્મ હોય છે તેમના ઉપર આંધી તોફાનની પણ કોઈ અસર પડતી નથી. પ્રકૃતિમાં જે અત્યંત સૂક્ષ્મ પરિવર્તન થાય છે તેનાથી પ્રભાવિત થઈને તે સૂક્ષ્મ પરમાણુ ફરીથી સ્થૂળ થઈ જાય છે અને શરીર ધારણ કરીને પ્રગટ થઈ જાય છે. પરા અને અપરા પ્રકૃતિની બે શકિતઓ આ પ્રભાવ અને લયના કાર્યને કરતી રહે છે.

જીવના પ્રાણ પરમાણુ નિર્જીવ પદાર્થોના પરમાણુઓથી ઘણા વધારે સૂક્ષ્મ હોય છે. નિર્જીવ પદાર્થોનો સૂક્ષ્મ અણુ વૈજ્ઞાનિકોએ ઇલેકટ્રોન પ્રોટ્રોન ના રૂપમાં પ્રાપ્ત કરી લીધો છે. તેની ગતિ વિધિઓની પણ જાણકારી મળી ગઇ છે અને તેનું પૃથક સ્વરૂપ જોઈ લેવામાં આવ્યું છે. પરન્તુ જીવના પ્રાણ-પરમાણુ તેનાથી જુદા છે. તે ધૂંધળો પ્રકાશ જયોતિના રૂપમાં હોય છે. યોગીઓએ તેનું ક્ષેત્ર હાથના અંગૂઠા જેવડું હોવાનો અનુભવ કર્યો છે. આ અવિનાશી પ્રકાશ પરમાણુ પોતાની અખંડ જયોતિને સુવિસ્તૃત આકાશમાં કોઈ પણ જાતના વિઘ્ન યા અડચણ સિવાય આમતેમ આકાશમાં ફેરવ્યા કરે છે. નિર્જીવ પદાર્થોના પરમાણુ તેને કોઈ પણ જાતનું નુકસાન કરતા નથી. હા, તે પોતાની ઈચ્છા શકિતના બળથી જે પરમાણુઓને ઈચ્છે છે તેને પોતાના માટે આકર્ષિત કરી લે છે અને પોતાની સૂક્ષ્મ જ્ઞાનેન્દ્રિયો વડે તેનું રસાસ્વાદન કરે છે.

પરલોકની શું સ્થિતિ છે ? ઉપરની પંકિતઓ વાંચ્યા બાદ વાચક તેનું થોડું ઘણું અનુમાન કરી શકશે. ભૂતળથી માંડીને પૃથ્વીની આકર્ષણ શકિતના ૧૨૦૦ કિલોમિટર ઘેરાવામાં જે પીળું આકાશ છે તે જ પરલોક છે. સંસારમાં જે કોઈ પદાર્થો મોજૂદ છે તેની મૂળ સત્તા સૂક્ષ્મરૂપથી આ આકાશમાં ઊડતી રહે છે. પૃથ્વી ઉપર જેટલા સ્થૂળ પદાર્થો મોજૂદ છે તેના કરતાં અસંખ્યગણા પદાર્થ સૂક્ષ્મ લોકમાં ઊડી રહ્યા છે. આ પોલા આકાશમાં જીવના પ્રાણ પરમાણુ એક નાની પ્રકાશ જયોતિના રૂપમાં ઊડતા હોય છે. જેવી રીતે પૃથ્વી ઉપર અસંખ્ય જીવજંતુ અને પદાર્થ રહેતાં હોવા છતાં બધાના આવવા જવાના રસ્તા નિર્બાધ ખુલ્લા હોય છે તેવી જ

રીતે તે જીવ તથા પદાર્થ કોઈની પણ સાથે અથડાયા વગર સ્વેચ્છાપૂર્વક આવજા કરી શકે છે. જેવી રીતે આપણે આપણા ઘરમાં રહેલી ચીજોમાંથી ઈચ્છા થાય તેને ઉઠાવીને તેનો ઉપયોગ કરી શકીએ છીએ તેવી જ રીતે પરલોકવાસી જીવ ત્યાંના પદાર્થોને લઈને પોતાની સૂક્ષ્મ જ્ઞાનેન્દ્રિયોનું મનોરંજન કરે છે. આ મનોરંજન જ્યારે અનુકૂળ હોય છે ત્યારે સુખ મળે છે આને સ્વર્ગ કહેવાય છે. જો આ મનોરંજન પ્રતિકૂળ લાગે છે તો તેને નરક કહેવાય છે.

અમે અમારા પુસ્તક "મૃત્યુ પછી આપણું શું થાય છે ?" માં બતાવી ચૂકયા છીએ કે આખો જન્મારો સૂતાં જાગતાં કામ કરતા રહેવાના કારણે જીવાત્મા થાકી જાય છે અને મૃત્યુ પછી થોડા સમય પછી જયારે તે નિદ્રા તૂટે છે તો તે જાગૃત થાય છે. આ અવસ્થામાં તેનું મગજ હોતું નથી ફકત ચિત્ત હોય છે. મગજ સ્થૂળ શરીરનો એક ભાગ હતો. શરીર સંબંધી તેમજ સાંસારિક સમસ્યાઓના સંબંધમાં વિચારવાનું તેનું કામ હતું જયારે હવે તે સ્થૂળ શરીર રહ્યું નથી. તેથી મગજ પણ તેની સાથે ચાલ્યુ ગયું. સૂક્ષ્મ શરીરમાં કેવળ ચિત્ત રહે છે. ચિત્તમાં ઈચ્છા તેમજ અભિરુચિ નિવાસ કરે છે. વિચારવાની તેમજ તર્ક કરવાની તેની શકિત હોતી નથી.

પાછલા જીવનમાં જો તે વ્યકિતએ આત્મહત્યા કરી હોય. ખરાબ કામોમાં પ્રવૃત્ત રહ્યો હોય તો તેના પાપસંસ્કારોનું વજન તે જીવાત્માના ચિત્ત ઉપર પત્થરની માફક પડેલું રહે છે. આ વજનના કારણે તે પોતાની જાત કચડાતી હોય તેવો અનુભવ કરે છે અને દુ:ખી થાય છે. જ્યારે આપણે સૂતી વેળા છાતી ઉપર હાથ રાખીને સૂઈ જઈએ છીએ ત્યારે તેના વજનથી આપણને ભયંકર દિવાસ્વપ્ન દેખાવા લાગે છે. આ અર્ધ નિદ્રિત અવસ્થામાં આપણે હાથ પગ હલાવવા ઈચ્છીએ છીએ પણ હાલતા નથી. બોલવાની ઈચ્છા કરીએ છીએ પણ અવાજ નીકળતો નથી. ઘણો જ ડર લાગે છે. ચિત્ત ઉપર લદાયેલાં પાપોના વજનથી જીવાત્માની આવી જ અવસ્થા થઈ જાય છે. તેને ઘણાં જ બિહામણાં દશ્યો દેખાય છે. પુરાણોમાં મોટાં રૂંવાડાં ખડા કરી દે તેવાં દુ:ખ અને દંડથી ભરેલા નરકનું વર્ણન કરવામાં આવ્યું છે. ચિત્ત ઉપર રાખેલાં પાપોના વજનથી લગભગ આવા

જ નરકની યાતનાઓ જેવાં દુઃખદાયી સ્વપ્નોનું સર્જન થાય છે. જીવને આમાં ઘણો કલેશ થાય છે અને તે પોતાની જાતને નરકમાં પડેલી અનુભવે છે.

જેવી રીતે વિવાહ વગેરે ખુશીના દિવસોમાં સ્વપ્નામાં પણ આનંદ, મંગળ, ઉત્સવ, વધાઈ, હર્ષ, ભેટ-મિલનનાં સુખ આપનારાં સ્વપ્નાઓ આપણને બધાને દેખાય છે તેવાં જ સ્વપ્નોનું રસાસ્વાદન પરલોકવાસી એ જીવ કરે છે કે જેમના ચિત્ત ઉપર શુભ કર્મો અને સદ્‌ભાવનાઓના શુભ સંસ્કાર જામેલા હોય છે. સ્વર્ગનાં સુખોનું ધર્મગ્રન્થોમાં સવિસ્તાર વર્ણન જોવા મળે છે. આવાં જ અથવા તો તેના જેવાં જ સુખોનાં સ્વપ્નો આ પુણ્યાત્માઓને દેખાય છે. તે સુખ સ્વપ્નો જીવને ઘણો જ આનંદ અને ઉલ્લાસ આપે છે, તેને સ્વર્ગનો સુખાનુભવ કરાવે છે.

પરલોકવાસી જીવનું, ચિત્ત જ તેને તેનો રસ્તો દેખાડે છે. ચિત્તની પ્રવૃત્તિનું નિર્માણ ઘણા વખતના સંસ્કારોના આધારે થાય છે. જીવનભર મનુષ્ય જે પ્રકારના વિચારો યા કાર્યોમાં ડૂબેલો રહે છે. જે સારા ખોટા, પુણ્ય પાપ, યા સ્વાર્થ પરમાર્થના સંસ્કારોને પોતાનામાં ધારણ કરતો રહે છે તે બધા સ્વભાવ બની જાય છે. લોકમાં પણ આ સ્વભાવ જ પ્રેરક હોય છે. મન અને બુદ્ધિ આ ચિત્તના સ્વભાવને અનુકૂળ રહીને કામ કરે છે. પરલોકમાં તો આ ચિત્ત પૂર્ણપણે નિરંકુશ બની જાય છે. લોકમાં જે લોકો શરમનો, સમાજની સંમતિનો, વિરોધનો ભય રાખે છે, જેનાથી મનમાન્યું કરવામાં કચવાટ અનુભવાય છે, પરન્તુ પરલોકમાં આ પ્રકારનો કોઈ પ્રતિબંધ નથી. તેટલા માટે જ પોતાની રુચિને અનુકૂળ પદાર્થોને આકર્ષિત કરીને પોતાની પાસે લાવે છે અને તેનું રસાસ્વાદન કરે છે.

જીવના પ્રાણપરમાણુમાં એક આકર્ષણ શકિત હોય છે. જીવિત અવસ્થામાં જેને ઈચ્છા શકિત કહે છે તે મૃત્યુની બાદ આકર્ષણ શકિત બની જાય છે. જીવિત મનુષ્યને પાણી પીવાની ઈચ્છા થાય તો મગજ પાણી પ્રાપ્ત કરવાનો ઉપાય વિચારે છે. પગ પાણીના સ્થાન સુધી પહોંચાડે છે. હાથ તે પાણીને મોઢા સુધી લાવે છે આ રીતે તે ઈચ્છા પૂરી થઈ જાય છે પરન્તુ સૂક્ષ્મ લોકમાં ઉપાયનો વિચાર કરવાની, ચાલવાની અને

ઉઠાવવાની જરૂર પડતી નથી. ઈચ્છાની આકર્ષણ શકિતથી ઈચ્છા કરવામાં આવતાં પદાર્થોના સૂક્ષ્મ પરમાણુ ખેંચાઈ આવે છે. જેવી રીતે અજગર એક જગાએ બેસીને જ જોરથી શ્વાસ ખેંચે છે તો તેના આકર્ષણથી ઝાડ ઉપર બેઠેલાં અને ઊડતાં પક્ષીઓ ખેંચાઈ આવે છે અને અજગરના મોઢામાં ચાલ્યાં જાય છે. તેવી જ રીતે મૃતાત્માની ઈચ્છા, આકર્ષણ શકિત પોતાને અનુરૂપ પદાર્થોને ખેંચી લે છે અથવા એમ કહેવું જોઈએ કે તેને અનુરૂપ તે જાતિના પદાર્થો સ્વંય આવીને તેને લપેટાઈ જાય છે.

ચિત્તના સંસ્કારોને બે ભાગમાં વહેંચી શકાય છે. એક ધર્મમય, બીજા અધર્મમય. પુણ્યાત્મા અને પાપી આ બે જ શ્રેણીના મનુષ્યો હોય છે. પાપી મનુષ્યોનું ચિત્ત તામસિક, નીચ, ધૃણિત વાસનાઓ અને ઈચ્છાઓથી ભરેલું હોય છે. તેમાંથી નીચતાભરી ઈચ્છા, તરંગો ઉઠયા કરે છે અને તે અદૃશ્ય લોકમાં નીચ જાતિના ધૃણિત પદાર્થોના પરમાણુઓને આકર્ષિત કરે છે. તે ખેંચાઈને ચાલ્યા આવે છે અને તેને વળગી પડે છે. જેવી રીતે વિષ્ટાની દુર્ગંધ માખીઓને નિમંત્રણ આપી આપીને પોતાની પાસે બોલાવી લે છે. તેવી જ રીતે પાપીનું ચિત્ત તામસિક દુર્ગન્ધવાળાં, જલન ઉત્પન્ન કરનારાં, કાપનારાં, પીડા ઉત્પન્ન કરનારાં, તામસિક, ભૌતિક તત્ત્વોને પોતાની પાસે બોલાવી લે છે. ખુલ્લા ઘાને જોઈને દૂર દૂરથી માખીઓ ઊડતી ઊડતી તેના ઉપર આવીને બેસે છે અને તે ઘાને કાપી કાપીને પ્રાણીને દુ:ખ આપે છે તેવી જ રીતે પાપ વાસનાના આકર્ષણથી હિંસા, ભય, ક્રોધ, જલન, પીડા, બેચેની ઉત્પન્ન કરનારા તામસિક ભૌતિક પદાર્થોના પરમાણુ તે જીવને આવીને વળગી પડે છે. જેનાથી તેને બાળવાના, ડુબાડવાના, દાટી દેવાના, કૂટવાના, છેડવાના, કાપવાના, ચીરવાના, પેટમાં દુ:ખાવા જેવી પીડા થાય છે. ઈન્દ્રિયો ગભરામણ, ભય, બેચેની તથા તરસનો અનુભવ કરે છે આ પરિસ્થિતિમાં પ્રાણી ઘણું દુ:ખ ભોગવે છે. ભયભીત કલ્પનાશકિત અને પીડાદાયક પરિસ્થિતિ બન્નેના મિલનથી પુરાણોમાં જેવું વર્ણન કરવામાં આવ્યુ છે તેવાં જ ભયંકર નરકનાં દૃશ્યો સામે આવે છે.

જે પુણ્યાત્માઓનું ચિત્ત સાત્ત્વિકતાની ઉચ્ચ ભાવનાઓથી

સુસંસ્કારિત હોય છે તેમના જે ઈચ્છા તરંગો ઊઠે છે તે સતોગુણી હોય છે તેમનું આકર્ષણ પોતાની જાતિના પદાર્થોને ખેંચીને એકઠા કરે છે. જેવી રીતે પુષ્પોની આજુબાજુ મનોહર રંગબેરંગી પતંગિયાં ઊડતાં રહે છે, ભમરાઓ મધુર ગુંજન કરતા રહે છે. તેનાથી તે પુષ્પોની શોભા ખૂબ વધી જાય છે. ધનવાનો પાસે અનેક ગુણગાનારા પ્રસંશક સહાયક, કલાકાર, ધર્મસેવક પોતાની મેળે પહોંચી જાય છે. જયાં ગળી વસ્તુ રાખેલી હોય ત્યાં કીડીઓ પોતાની મેળે પહોંચી જાય છે તેવી જ રીતે સુસંસ્કારિત પરલોક વાસીઓની પાસે સુખદાયક, આનંદવર્ધક, શાંતિ આપનારાં તત્ત્વોના પરમાણુ એકઠા થઈ જાય છે જેના સંસર્ગથી તે મૃતાત્માને ઘણા મોટા તૃપ્તિ આપનારા પ્રસન્નતા આપનારા અનુભવો થાય છે. આ અનુભવો ધર્મગ્રન્થોમાં સ્વર્ગના વર્ણનમાં જેવા કરવામાં આવ્યા છે લગભગ તેવા જ આનંદદાયક હોય છે.

કૂતરો પોતાની ઈચ્છાથી સૂકું હાડકું ચાવે છે. તેને ચાવવાથી તે કૂતરાને દાંતના પેઢાંમાં ઘા અને તે ઘામાં થતું દર્દ ઈનામમાં મળે છે. મનુષ્ય પોતાની ઈચ્છાથી ખરાબ માર્ગે જાય છે. ખરાબ સંસ્કાર એકઠા કરે છે અને નરકની યાતનાઓ ભોગવે છે. ભમરો પોતાની ઈચ્છાથી પુષ્પની પાસે જાય છે અને તેની સુગંધનું આંખોને ગમે તેવી સુન્દરતાનું, મીઠા મધુરા મધનું રસપાન કરે છે. કવિઓ દ્વારા પ્રસંશા પામે છે. કૂતરો નરકના દુઃખને અને ભમરો સ્વર્ગના સુખને પ્રાપ્ત કરે છે. બન્ને પોત-પોતાની ઈચ્છાના માલિક છે. તે ચાહે તો પોતાના ચિત્તને, સુસંસ્કારોને સુસજ્જિત કરીને, એવું બનાવી શકે છે કે મરણ બાદ પરલોકમાં તેને સ્વર્ગસુખનો મહાપ્રસાદ પ્રાપ્ત થાય. તે ઈચ્છે તો પોતાના ચિત્તને ખરાબ કર્મો અને ખરાબ વિચારોથી એવું દૂષિત બનાવી શકે છે કે જેનાથી પરલોકમાં દારુણ દુઃખ આપનારી નરકોની આગમાં શેકાવું પડે.

યાદ રાખો દૃશ્ય લોકની જેમ જ આપણે પરલોકમાં પણ રહેવાનું છે. આ લોકમાં વિદ્યા, ધન, તંદુરસ્તી, ચાતુર્ય તથા સહયોગના આધારે આપણે સુખ સામગ્રી પ્રાપ્ત કરી શકીએ છીએ, પરન્તુ પરલોકમાં ફકત 'ચિત્તના સંસ્કાર' જ સંપત્તિરૂપ હોય છે. જો તે સંસ્કાર પાપવાળા હશે તો નરકની

યાતના ભોગવવી પડશે અને જો પુણ્યમય હશે તો તે સમય ઘણા આનંદમાં વીતશે. ચિત્ત ઉપર એક જ દિવસમાં સંસ્કાર જામતા નથી, પરન્તુ ઘણા સમય સુધી જે વિચારો અને કાર્યો સાથે રહે છે તે જ સંસ્કાર બની જાય છે. તમે હંમેશા પુણ્યના, પરમાર્થના, સતોગુણી વિચારોને જ મગજમાં રાખો, હંમેશા સાત્ત્વિક શુભ કર્મ કરો કે જેનાથી આપણું ચિત્ત સુસંસ્કારી બનીને મૃત્યુ પછી આપણને પરલોકમાં આનંદમય સ્વર્ગીય સ્થિતિ પ્રદાન કરે.

## સ્વ. લોક

પાછલાં પાનાંઓમાં ભૂલોક અને ભુવઃ લોકનું વર્ણન કરી ચૂકયા છીએ. ત્રીજો લોક સ્વઃ લોક છે. આપણા અંતઃકરણમાં પહેલેથી જ એક જબરજસ્ત લોક હાજર છે. આ લોકની સ્થિતિ એટલી મહત્ત્વપૂર્ણ છે કે તેના સામે ભૂઃ લોક અને ભુવઃ લોક તુચ્છ છે. એ સંદેહ વગરની વાત છે કે બહારની પરિસ્થિતિ મનુષ્યને આંદોલિત, તરંગિત તથા વિચલિત કરે છે, પરન્તુ સંસારના બધા જ પદાર્થોનો જેટલો સારો અથવા ખોટો પ્રભાવ હોય છે, તેનાથી અનેકગણો પ્રભાવ પોતાના ખુદના વિચારો તથા વિશ્વાસો દ્વારા પડે છે.

ગીતામાં કહ્યું છે કે મનુષ્ય પોતે જ પોતાનો મિત્ર અને પોતે જ પોતાનો દુશ્મન છે. કોઇ મિત્ર એટલી મદદ કરી શકતો નથી જેટલી કે મનુષ્ય પોતે પોતાને મદદ કરી શકે છે. તેવી જ રીતે કોઇ બીજો એટલી દુશ્મનાવટ કરી શકતો નથી કે જેટલી મનુષ્ય પોતે પોતાની જાત સાથે દુશ્મનાવટ કરે છે. પોતાની કલ્પના શકિત વિચાર અને વિશ્વાસના આધારે મનુષ્ય પોતાની એક દુનિયાનું નિર્માણ કરે છે. આ દુનિયા તેને વાસ્તવિક સુખ દુઃખ દેખાડયા કરે છે.

એક વ્યકિત સુમસામ રાતમાં સ્મશાનની પાસેથી નીકળે છે. તેના મનમાં કોઇ આશંકા નથી. તારાઓની સુન્દરતા જોતો જોતો રાત્રિની નીરવતા અને શીતલતાને માણતો ધીમા સ્વરે ગીત ગણગણતો ખુશીથી ચાલ્યો જાય છે, પરન્તુ બીજી વ્યકિત તે જ રસ્તે જાય છે તો તેને

સ્મશાનમાં ભૂત આટોળતાં દેખાય છે, ઝાડીઓમાંથી મસાણિયાં ભૂત અને ચુડેલો ડોકિયાં કરતાં દેખાય છે. ભયથી તેના પગ ધ્રૂજવા માંડે છે. ગળું સુકાઈ જાય છે. નજર ચૂકી જવાથી એક ઝાડના ઠૂંઠા સાથે અથડાય છે. બસ ભૂતના ભયંકર આક્રમણનું પ્રત્યક્ષ દૃશ્ય દેખાવા માંડે છે. તે બીમાર પડી જાય છે. મહિનાઓ સુધી ખાટલામાં પડયો રહે છે. ઘણી મુશ્કેલીએ સારો થઈ શકે છે અથવા તો મરી જાય છે. રસ્તો એ જ હતો. રાત્રિ પણ એ જ હતી. એક આદમી હસતો હસતો તે રસ્તે ચાલ્યો ગયો. જયારે બીજા આદમીનો પ્રાણ ગયો. આવો ભેદ કેમ થયો ? આનું કારણ મનુષ્યોની જુદી જુદી માનસિક સ્થિતિ હતી. જેના મનમાંથી ભય ઉત્પન્ન થયો તે ભય જ તેની છાતી ઉપર મસાણનું ભૂત બનીને ચઢી બેઠો અને તેને પ્રાણઘાતક સંકટમાં ફસાવી દીધો.

દોરડાને સાપ સમજીને ઘણા માણસો ભયભીત થઈ બેભાન થઈ જાય છે. ઉંદર કરડે તો પણ પોતાને સાપ કરડયો છે તેવું સમજીને ઘણા માણસો મૃત્યુના મુખમાં ચાલ્યા જાય છે. સાધારણ રોગને અસાધ્ય રોગ માની અનેક રોગી ગભરાઈ જાય છે અને તે ગભરામણ જ તેમના પ્રાણની ઘાતક બની જાય છે. આ આફતનો પહાડ કોણ ઊભો કરે છે ? માણસ પોતાની જાતે જ પોતાના વિચારબળથી તે આફતોના પર્વતનું નિર્માણ કરે છે અને ખુદ પોતાની ઉપર નાખીને પોતે જ નાશ પામે છે. મનુષ્યના મનમાં પ્રચંડશક્તિ ભરેલી છે. તે આ શક્તિ દ્વારા પોતાના માટે અત્યંત અનિષ્ટ કરનાર અને અત્યંત ઉપયોગી તથ્યો નિર્મિત કરી શકે છે.

દરેક માણસની પોતાની એક અલગ દુનિયા હોય છે. જાણકારી, ઈચ્છા, પ્રભાવ તેમજ કલ્પનાના આધારે આપણે આપણી મનોભૂમિકાનું નિર્માણ કરીએ છીએ. આ મનોભૂમિકા જ આપણી દુનિયા છે. તેમાં જેવા ઈરાદા મનસૂબા, વિશ્વાસ જામી જાય છે તેવા જ દૃષ્ટિયોગથી સંસારના બધા જ પદાર્થોને તે જુએ છે. આંખો ઉપર પીળા ચશ્માં પહેરી લેવાથી બધી દુનિયા પીળી દેખાવા લાગે છે અને લીલાં ચશ્માં પહેરવાથી દરેક ચીજ લીલી દેખાવા લાગે છે. સાધુઓની દૃષ્ટિમાં આ સંસાર પરમાત્માની પવિત્ર પ્રતિમા છે. સિંહની દૃષ્ટિમાં બધાજ મનુષ્યો સ્વાદિષ્ટ

માંસના ચાલતા ફરતા લોચા છે. દુકાનદારોની દૃષ્ટિમાં ગ્રાહક, વેશ્યાની દૃષ્ટિમાં વ્યભિચારી, દારૂ વેચનાર કલાલની દૃષ્ટિમાં નશાબાજ આ દુનિયામાં ભરેલા છે. અંદરના મનની દુનિયા જેવી હોય છે બહારની દુનિયા પણ તેના જેવી જ દેખાવા લાગે છે.

મનુષ્યની પોતાની રુચિ જે તરફ હોય છે તે તરફ જ તેનું મન ખોળવાનું ચાલુ રાખે છે અને આ એક પ્રગટ થયેલું તથ્ય છે કે જે કંઈ ખોળવામાં આવે છે તે મળે છે. પોતાના જેવા સ્વભાવ અને વિચારોવાળા મનુષ્યોને, સ્થાનોને, વાતાવરણને તેની અદૃશ્ય ચેતના ખોળતી રહે છે અને ધીમે ધીમે તેને પોતાને અનુકૂળ હોય તેવું વાતાવરણ મળી જાય છે. ચોરોને પોતાના સાથીદાર બીજા ચોરોનો સહયોગ દરેક જગાએ મળી જાય છે અને તે ભલે ગમે ત્યાં જાય ચોરી  કરવાનો અવસર અથવા સ્થાન પણ તેમને મળી જ જાય છે. આ રીતે સારી ખોટી બધી પ્રકૃતિનો માણસ પોતાનું સ્થાન મેળવી લે છે. સાંસારિક પરિસ્થિતિ બન્ને પ્રકારની હોય છે. સાત્ત્વિક પરિસ્થિતિમાં સુખ, શાંતિ, પ્રસન્નતા તથા તૃપ્તિનો અનુભવ થાય છે. તેનાથી ઊલટું તામસિક પરિસ્થિતિમાં ક્લેશ-કલહ, અશાંતિ, દુઃખ, દરિદ્રતા તથા અસંતોષ છવાયેલાં રહે છે. ચોરી કરવાના સ્વભાવવાળો મનુષ્ય ચોરી કરશે, તેના ફલસ્વરૂપે તેને ભય, અશાંતિ, નિન્દા, અવિશ્વાસ, રાજદંડ તેમજ કર્મના કઠોર પરિણામના ભાગીદાર બનવું પડશે. આ રીતે સદાચારી સ્વભાવનો મનુષ્ય સત્કર્મ કરશે અને તેના ફળસ્વરૂપે પ્રસન્નતા સન્તોષ, પ્રશંસા, વિશ્વાસ, સ્વાસ્થ્ય તેમજ સમૃદ્ધિ પ્રાપ્ત કરશે. ચોરને પોતાના જેવા સ્વભાવના લોકો વચ્ચે રહેવું પડશે અને તેઓનો વ્યવહાર તેની સાથે એવો જ દુઃખાયક રહેશે જેવો દુષ્ટોની સાથે દુષ્ટોનો રહે છે. તેનાથી ઊલટું સજજનની આજુબાજુ રહેનારા લોકો પણ એવા જ હશે અને તેમનો વ્યવહાર એવો જ સંતોષજનક રહેશે કે જેવો સજજનોનો હોય છે.

ચોર અને સદાચારીને જે સાંસારિક પરિસ્થિતિ પ્રાપ્ત થયેલી છે તે એક બીજાથી બલિકુલ ભિન્ન અને બિલકુલ વિપરીત છે, પરન્તુ તેનું મૂળ કારણ મનુષ્યનું પોતાનું મન છે તે ચોર-સ્વભાવને અપનાવે અથવા

સદાચાર તરફ ઢળતો રહે તે પૂર્ણ રીતે તેની ઈચ્છા ઉપર આધાર રાખે છે. મનઃલોકનું જેવું નિર્માણ કરવામાં આવે છે, એવી જ બહારની દુનિયા બની જાય છે. મનમાં વ્યાકુળતા છે તો બહાર પણ વ્યાકુળતાથી ભરેલી ઘટનાઓ ચારે બાજુ ચકકર મારતી હશે. જેણે મનઃલોકમાં સ્વર્ગ સ્થાપિત કરી દીધું છે તેને માટે સંસારમાં બધે જ સ્વર્ગ છે. જેના મનમાં નરક છે તેને બધી બાજુ નરકની જવાળા સળગતી દૃષ્ટિગોચર થતી રહેશે.

સંસારનાં બધાં દુઃખો ભેગાં મળીને મનુષ્યને એટલો દુઃખી કરી શકતાં નથી કે જેટલો અંદરના અતઃકરણમાં ચાલી રહેલાં દ્વંદ્વ તેને દુઃખી કરે છે. મૃત્યુ પોતે એટલું કષ્ટ આપતું નથી કે જેટલો મૃત્યુનો ભય દુઃખી બનાવે છે. વેપારમાં ખોટ આવવા છતાં પણ એક વેપારી સામે એવો અવસર આવતો નથી કે તેનાથી તેને તેનું જીવન જીવવામાં મુશ્કેલી પેદા થાય. તો પણ તે એટલી ચિંતા કરે છે કે તેનું શરીર સુકાઈને દુર્બળ થઈ જાય છે. તે ખોટ કરનારા વેપારીની જે સ્થિતિ છે. તેનાથી પણ ઘણી નીચી સ્થિતિવાળો મજૂર હસતો ખેલતો પ્રસન્નતાવાળું જીવન વિતાવે છે. ખોટ કરનાર વેપારીની સાંસારિક મુશ્કેલી વાસ્તવમાં ખરેખર આવી નથી. ફકત તેના મનમાં વિપત્તિની એક ઝાડી ઊગી ગઈ છે. ઈર્ષા, દ્વેષ, ઘૃણા, શોક, ચિન્તા, ક્રોધ, નિરાશા, ભય, આશંકા, પ્રતિહિંસા સ્પર્ધા વગેરે દુર્ભાવોના કારણે કેટલાયે લોકો ઘણી ખરાબ રીતે આકુળવ્યાકુળ રહે છે. તેમના મનમાં હંમેશાં એક પ્રકારની બેચેની, વ્યાકુળતા, અશાંતિ તેમજ પીડા ઊઠતી રહે છે જેના કારણે તેમનો મનઃલોક ઘણો જ નીરસ, ગંદો, શુષ્ક, ધૂંધળો અને અંધકારમય બની જાય છે. તેને કાયમ અશાન્તિ ઘેરો ઘાલી રાખે છે.

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર., અહંકાર, છળ, પાખંડ, અસંયમ, શોષણ, અપહરણ - દુરાચાર, વ્યભિચાર વગેરેના ખરાબ વિચાર એક પ્રકારના માનસિક શત્રુ છે. તે મનઃલોકમાં રાક્ષસોની માફક છુપાઈને બેઠેલા હોય છે અને જયારે પણ તક મળે છે ત્યારે પોતાના દળ તથા બળની સાથે, પૂરી તૈયારી સાથે નીકળી પડે છે અને જીવનના સુકોમળ તન્તુઓને અસ્તવ્યસ્ત કરી નાંખે છે. જેવી રીતે પેટમાં કોઈ ઝેરી પદાર્થ પહોંચી જાય તો ત્યાં ઘણી બળતરા થાય છે. પીડા અથવા ઊલટી થવા

માંડે છે. લોહીમાં કોઈ ઝેરી, વિજાતીય પદાર્થ પહોંચી જાય તો ફોલ્લા-ફોલ્લીઓ, ડાઘ, કોઢ વગેરે પેદા થઈ જાય છે. માંસમાં કાંટો ઘૂસી જાય તો જયાં સુધી તે નીકળી જતો નથી, ત્યાં સુધી નિરંતર પીડા થતી રહે છે બરાબર આ જ દશા આ ખરાબ વિચારોરૂપી તામસિક નીચ વિજાતીય દાનવોના મનઃલોકમાં ઘુસી જવાથી થાય છે. તે કંઈને કંઈ ખણખોદ કર્યા જ કરે છે. આંખમાં પડેલી કાંકરીની માફક અંતઃચેતનાને દરેક સમયે ઘાયલ કરતા રહે છે. જેવી રીતે કોઈ આદમી લાલ મરચાના ભૂકાનો ફાકડો મોંમા (મર્મ છિદ્રોવાળી જીભ ઉપર) ભરીને તડપે છે, તેના માટે ચેન અને આરામ સ્વપ્ન જેવાં થઈ જાય છે. તેવી જ રીતે ખરાબ સ્વભાવને અતઃકરણમાં સ્થાન આપવાથી આત્મામાં તીવ્ર બળતરા થતી રહે છે. શાંતિનાં દર્શન દુર્લભ બની જાય છે. આવી સ્થિતિને માનસિક નરક જ કહેવામાં આવશે.

માનસિક સ્વર્ગનો અર્થ છે, પોતાના અંતઃકરણમાં સાત્ત્વિક વિચારો સદ્ભાવો અને સદ્ગુણોને ધારણ કરવા. ઈમાનદારીની પવિત્રતા બરફ જેવી ઠંડી, પુષ્પ જેવી કોમળ, ચન્દન જેવી સુગંધિત અને માખણ જેવી સ્વચ્છ હોય છે તેને ધારણ કરતાંની સાથે જ આત્માને ઘણી રાહત મળે છે. હિમાલયની તપોભૂમિમાં આંખોને ગમે તેવાં પ્રાકૃતિક દશ્યો જોતા કન્દમૂળ, ફળ ખાતા, ભગવતી ભાગીરથી (ગંગા) ના તટ ઉપર નિવાસ કરતા તપસ્વીને જે શાંતિ મળે છે તે જ શાંતિને આપણે ઈમાનદારીની પવિત્રતા ગ્રહણ કરીને પ્રાપ્ત કરી શકીએ છીએ. સાચો મનુષ્ય વિશ્વાસથી કહે છે કે ઈમાનદારીનું પવિત્ર જીવન જ મારે જીવવું છે. હું પોતાના વિચારો સચ્ચાઈ અને નેકીથી ભરેલા જ રાખીશ. મારી જીવન નીતિ ન્યાય ઉપર જ નિર્ભર રહેશે. હું સત્ય જ બોલીશ. સત્યના આધાર પર જ વિચાર કરીશ. ભલાઈ, નેકી, ઉદારતા અને ક્ષમાનો આશરો ગ્રહણ કરીશ. ખરાબ વિચારો પાપ, દ્વેષ અને તુચ્છ સ્વાર્થોથી મારી જાતને ઊંચી ઉઠાવી આધ્યાત્મિક જીવન જીવીશ. આ ભાવનાઓ તેના અંતઃકરણમાં સાત્ત્વિકતાનું શીતળ ઝરણું પ્રવાહિત કરી દે છે.

સત્ય, પ્રેમ અને ન્યાયના જીવનતંતુઓના તારને છેડતાં જ આત્મામાં

એક મધુર સંગીત વાગવા લાગે છે. પવિત્રતાનું આધ્યાત્મિક સંગીત જ ભગવાન કૃષ્ણની ત્રણેય ભુવનને મોહિત કરનારી મોરલીનો વેણુનાદ છે. તેના રસનો જેણે અનુભવ કર્યો છે તેના જીવનને ધન્ય છે. આત્મા પવિત્ર છે તેનો મનુષ્યને માટે સંદેશ છે, "પવિત્રતાને વિચાર અને કાર્યોમાં ઓતપ્રોત કરો" આ ઈશ્વરીય સંદેશ જેણે સાંભળી લીધો તે મોટો ભાગ્યશાળી છે. જેણે સાંભળીને પોતાના હૃદયમાં ઉતારી લીધો અને તે મુજબ આચરણ કરવાનું શરૂ કરી દીધું તે પરમાત્માનો સાચો ભકત છે. આવા ભકતોની વચમાં જ ભગવાન ખેલ્યા કરે છે. જેમનું હૃદય પવિત્રતાની ભાવનાઓથી ભરપૂર છે તે ઈશ્વરીય લીલાઓનું ક્રીડાક્ષેત્ર છે. મહાત્મા ઈસુ કહ્યા કરતા હતા કે આ પૃથ્વીનું સ્વર્ગ ભોળાં બાળકોમાં મોજૂદ છે. ખરેખર જેનું હૃદય બાળકોની માફક કોમળ તેમજ પવિત્ર છે તેઓ સ્વયં સ્વર્ગરૂપ છે તેઓને સ્વર્ગમાં જવાની કોઈ જરૂર નથી કારણ કે જે તથ્યોના આધારે સ્વર્ગના સુખનું નિર્માણ થાય છે તે દૃશ્ય તેમના હૃદયમાં મોજૂદ છે અને તે હંમેશા સ્વર્ગના સુખને ઉત્પન્ન કરતા રહે છે.

જે બીજાને દુ:ખમાં પડેલો જોઈ દયાથી દ્રવી જાય છે, જે અસહાયોની સહાયતા માટે હર હંમેશ તૈયાર રહે છે, જે સંસારના સુખમાં જ પોતાના સુખનો અનુભવ કરે છે, બીજાને નુકસાન કરવાની જેને ક્યારેય ઈચ્છા થતી નથી, સત્યનો વધારો થતો જોઈ જેને આંતરિક સુખ થાય છે, જેને પારકી સ્ત્રી માતા સમાન છે, જે પરાયા ધનને ધૂળ બરાબર સમજે છે, ઈન્દ્રિયોને જે મર્યાદાની બહાર જવા દેતા નથી, ચાડી નિન્દા, ઈર્ષા તેમજ ક્રોધથી જે દૂર રહે છે, સંયમ જેનું વ્રત છે, સ્નેહ અને સજ્જનતાથી જેની આંખો ભરેલી છે, જેના મનમાં કેવળ સદ્‌ભાવ જ નિવાસ કરે છે, અનીતિ તરફ ઢળી જવાની જેને કદી લાલચ થતી નથી, સાદગી-સરળતા શિષ્ટતા જેના રહન સહનનું એક અંગ બની ગઈ છે, એવા પવિત્ર આત્માવાળી વ્યકિત આ લોકના દેવતા છે. તેઓ જ્યાં રહેશે ત્યાં છાયાની માફક તેમનું સ્વર્ગ તેમની સાથે રહેશે.

અંત:કરણની શાંતિ બહારની દુનિયાને સ્વર્ગીય આનંદથી પરિપૂર્ણ બનાવી દે છે. જેના મનમાં સાત્ત્વિકતા છે તેને બીજાનું ધન, વૈભવ, જ્ઞાન,

રૂપ, યૌવન જોઈને પ્રસન્નતા થશે જે પરમાત્માના આ પવિત્ર બાગનો એક છોડ સુવિકસિત અને પલ્લવિત થઈ રહ્યો છે. આ આંખને ગમે તેવા દૃશ્યથી શાંત પુરુષનું હૃદય તૃપ્ત તેમજ પ્રફુલ્લિત થઈ જાય છે. પરંતુ જેના મનમાં અશાંતિ વ્યાપેલી છે ઈર્ષાની ડાકણ નગ્ન નૃત્ય કરી રહી છે, તેનાથી બીજાની ચઢતી સહન થઈ શકે નહિ. અંદરને અંદર તેને ભારે ક્રોધ આવે છે અને તે ક્રોધના અગ્નિથી તેની છાતી ભડકી ઊઠે છે. જેની બઢતી થઈ રહી છે તેને નીચું દેખાડવા માટે જાત-જાતનાં ષડયંત્ર રચે છે અને અનિષ્ટ કરનારા રસ્તે નેતાના રૂપમાં આગળ વધે છે.

જે ક્રોધી છે તેમને બીજાના તરફથી ક્રોધપૂર્ણ વ્યવહાર પોતાની તરફ થતો દેખાશે. જે અનુદાર છે તેની સાથે બીજી વ્યકિતઓ પણ અનુદારતાભર્યું વર્તન જ કરશે. જૂઠી અને લબાડ વ્યકિત જયાં જશે ત્યાં એમને એમના ઉપર અવિશ્વાસ અને નિન્દાનો વરસાદ વરસતો દેખાશે. વ્યભિચારી વ્યકિતઓને સારા કુટુંબમાં પ્રવેશ કરવા દેવામાં આવતો નથી. ચાડી કરનાર તથા અહીંની વાત ત્યાં અને ત્યાંની વાત અહીંયાં કરનારાની સાથે લોકો પોતાના દિલની (મનની) વાત કરતા નથી. લુચ્ચા માણસનાં કામોને લોકો અવિશ્વાસની નજરથી જુએ છે અને જયાં સુધી અનેક પ્રકારની તપાસ કરી લેતા નથી ત્યાં સુધી ભરોસો કરતા નથી. આ પ્રકારના અપમાનજનક વ્યવહાર બીજાના તરફથી થતા જોઈને સાધારણ રીતે લોકો મનમાં ને મનમાં જ ખિજાય છે અને જમાનાને યુગને, લોકોને, દુનિયાને, દોષિત ગણે છે પરન્તુ તેઓ પોતાના ખુદના દોષોને જોવાનું ભૂલી જાય છે. ખરેખર તો આપણા પોતાના દોષ દુ:ખદાયક, અપ્રિય, અપમાનજનક, સંઘર્ષમય વાતાવરણ ઉત્પન્ન કરે છે. જો આપણા હૃદયમાં સાત્ત્વિકતા પૂરતા પ્રમાણમાં વિધમાન હોય તો દુનિયા તરફથી થતાં ઘણાખરાં આક્રમણો આપોઆપ બંધ થઈ જાય છે. જે થોડાં ઘણાં આક્રમણો અતિશય દુષ્ટ માણસો તરફથી કરવામાં આવે છે તે સાધારણ રીતે અસફળ થાય છે. જો આ આક્રમણોથી થોડુંઘણું કષ્ટ પણ ભોગવવું પડે તો તે ધર્મપ્રતિરોધ કરે છે. આક્રમણો અથવા પ્રતિરોધમાં તેની માનસિક શાંતિ નાશ પામતી નથી.

દુનિયામાં ફકત કૃતઘ્ન, અન્યાયી, શોષક તથા સ્વાર્થી લોકો જ નથી. તેમાં ભલા, સજ્જન, દયાળુ, પરોપકારી તથા પરમાર્થી પણ છે. આપણે જોઈએ છીએ કે લોકો સજ્જનોનો સારો એવો આદર પણ કરે છે. તેમની વાતોને માને છે તેમની ઈચ્છા ઉપર મોટા મોટા ત્યાગ કરવા તૈયાર થઈ જાય છે. આપણે આપણી અંદર શાંતિની સ્થાપના કરીએ. સદ્‌ગુણોને અપનાવીએ તો બહારની દુનિયામાં કોઈ એવી શકિત નથી કે જે આપણી શાંતિનો ભંગ કરી શકે. ભલા માણસોને બીજાઓ તરફથી હંમેશાં પ્રશંસા-ભલમનસાઈ, વિશ્વાસ, સહયોગથી પરિપૂર્ણ મીઠો વ્યવહાર જ ઉપલબ્ધ થાય છે. જેમની અંદર ભલાઈ છે તેને બહાર પણ ભલાઈના પૂરેપૂરા અવસરં મળે છે.

સ્વઃ લોકનું સ્વર્ગ આપણી અંદર છે. જો આપણે પ્રેમ, ઉદારતા, ઈમાનદારી અને ભલમનસાઈભર્યો વ્યવહાર બીજાઓ સાથે કરીએ તો બીજાઓના હૃદયમાં પણ તેવો જ અવાજ આપણા માટે પણ ઊઠશે. આપણા મનમાં પવિત્રતા, નિષ્કપટતા, સત્યતા, સંયમ તેમજ નિઃસ્વાર્થના ભાવો વિધમાન હોય તો તે સદ્‌ભાવ જ આપણને સદા પ્રફુલ્લિત અને સંતુષ્ટ રાખી શકે છે. હરણની ડૂંટીમાં કસ્તુરી હોય છે. તે પોતાની અંદર નંદનવનની સુંગધીનું રસાસ્વાદન કરે છે. જે સુગંધ માટે બીજા લોકો તરસતા હોય છે અને તેને પ્રાપ્ત કરવા માટે જુદી જુદી જાતના ઉપાય કરતા હોય છે તે (સુંગધ) હરણને પોતાની અંદર જ મળી જાય છે. તે પોતાની મસ્તીમાં મસ્ત રહેતું રહેતું કૂદકા મારતું ફર્યા કરે છે.

માલની મસ્તીથી વધારે ખ્યાલની મસ્તી હોય છે. સંસારની વસ્તુઓ મનુષ્યને એટલો સંતુષ્ટ કરી શકતી નથી કે જેટલો તે વિચારોના ધનથી સંતુષ્ટ થાય છે. એક સંતનું વચન છે કે "જબ આવે સંતોષ ધન સબ ધન ધૂરિ સમાન" શ્રીમદ્ ભાગવતના માહાત્મ્યમાં વર્ણન આવે છે કે દેવતા લોકો અમૃતનો ઘડો લઈને પરીક્ષિતની પાસે ગયા કે કથારૂપી અમૃત અમને આપી દો અને આ શરીરને અમર કરનારું અમૃત તમે લઈ લો. પરન્તુ પરીક્ષિતે અમૃતને કાચ અને કથામૃતને મણિ જેવું બતાવીને એ પ્રસ્તાવનો અસ્વીકાર કર્યો. ખરેખર વિચારોનો, ખ્યાલોનો સંતોષ ભૌતિક

પદાર્થોના સંતોષથી ઘણો અધિક મૂલ્યવાન છે.

સ્વર્ગનો જ દાખલો લો. સ્વર્ગને કોઈએ પ્રત્યક્ષરૂપે જોયું નથી, તેમ છતાં તેમાં પ્રાપ્ત થનારાં સુખોના વિચારથી પ્રભાવિત થઈને લોકો દાનપુણ્ય, જપ, તપ વગેરે મોટા મોટા ત્યાગ કરે છે. સ્વર્ગના ખ્યાલની મસ્તીની સામે, પ્રત્યક્ષ સામે પડેલી સંપત્તિને લોકો ઠોકર મારે છે. તેનું દાન યા ત્યાગ કરી દે છે. દેશ, ધર્મ, જાતિ તેમજ કર્તવ્યના માટે લોકો પોતાના પ્રાણ જેવી સર્વોપરી વસ્તુને તણખલા સમાન ગણી ન્યોછાવર કરી દે છે. ભૌતિક વસ્તુઓમાં જે આનંદ છે તે પણ ખ્યાલનો જ આનંદ છે. ખ્યાલના અભાવમાં વસ્તુઓ એટલી રુચિકર સિદ્ધ થઇ શકતી નથી. ગળામાં પહેરવાની સોનાની ચેઈન ભેંસના ગળામાં પહેરાવવામાં આવે અને માણસના ગળામાં પણ પહેરાવવામાં આવે તો તેનાથી મનુષ્ય પ્રસન્ન થશે, પરન્તુ ભેંસ ઉપર તેનો કોઈ પ્રભાવ પડે નહિ. આ અંતરનું કારણ ફકત ખ્યાલોના ભાવ-અભાવ છે. બકરીને સંગીત સંમેલનમાં લઈ જવામાં આવે તો તે શબ્દો તે સાંભળશે તો ખરી, પણ તેના મનમાં મનુષ્યના મન જેવા તરંગો પેદા નહિ થાય. ઊંટને સિનેમા દેખાડવામાં આવે તો તેની આંખો એ જ જોશે જે મનુષ્યની આંખો જુએ છે, પણ ઊંટને મનુષ્ય જેવું મનોરંજન નહિ મળે. ભૌતિક વસ્તુઓમાં પણ કોઈ સુખ નથી. ફકત એક પ્રકારના આધારે લોકો તેમાં સુખનું આરોપણ કરે છે અને તે આરોપણના આધાર ઉપર પ્રસન્નતા ઉપલબ્ધ કરે છે.

એક માણસ માંસ મદિરા ખાતી વખતે બહુ જ સંતોષ પામે છે બીજો માણસ આ જ ભોજનથી અત્યંત ઘૃણા કરે છે. આ આહારનો એક ટુકડો પણ તેના મોઢામાં પડી જશે તો તેને ઘણું દુ:ખ થશે. એક માણસ વેશ્યા ગૃહમાં સ્વર્ગના જેવા સુખનો અનુભવ કરે છે. બીજાને માટે તે જ જગા નરકની ગંદી જગા સમાન છે. એકને શહેર રુચિકર અને ગામડું ઉજ્જડ સુમસામ જેવું લાગે છે. બીજાને શહેરમાં સંડાસ જતાં પણ ઘૃણા ઉત્પન્ન થાય છે. તે શહેર છોડીને ગામડામાં જાય છે. બધી બાજુ જુઓ, સંસારની કોઈ પણ વસ્તુમાં ખરેખર સુખ નથી. કલ્પનાશકિત દ્વારા આપણે જે વસ્તુમાં સુખ માની લઈએ છીએ તેમાં જ સુખ મળવા લાગે છે.

કલ્પના, વિચારધારા જ સુખ દુઃખની જનેતા છે. આ કલ્પના વિચારધારા જયારે જડ પદાર્થો સાથે અથડાવાનું છોડીને આત્માભિમુખ થઈ જાય છે ત્યારે આપણા સદ્‌ગુણો જ આનંદનાં કેન્દ્રો બની જાય છે. સત્યની સાધના, કર્તવ્યનિષ્ઠા, સેવા, પરાયણતા, પવિત્રતા તેમજ સાત્ત્વિકતાના દૈવી મહત્ત્વનું જયારે માણસને સારું એવું ભાન થઈ જાય છે ત્યારે સાત્ત્વિકતાના વિચારો અને કાર્યોમાં તેને એટલો બધો આનંદ આવે છે કે જેટલો આ વિશ્વના કોઈ પદાર્થમાં કયાંય નથી. યોગીજન જે આનંદને પરમાનંદ કહે છે જેને પ્રાપ્ત કરવો તે જ જીવનનું લક્ષ્ય છે એમ કહે છે તે તેમના ખ્યાલની મસ્તી જ છે. અનુભવે સારી રીતે બતાવી આપ્યું છે કે માલની મસ્તીથી ખ્યાલની મસ્તીમાં અસંખ્યગણો વધારે રસ રહેલો છે.

સ્વઃ લોકનું સ્વર્ગ આપણી અંદર છે. તેને હવે પોતાની અંદરથી બહાર કરવું પડશે. સદ્‌ગુણો, સદ્‌ભાવો, સદ્‌વિચારોના સર્વોપરી મહત્ત્વને સમજીને સાત્ત્વિકતાને પોતાના મનઃલોકમાં વધારેમાં વધારે માત્રામાં ભરવી તે વિચારોમાં રમ્યા કરવું, આપણી કાર્યપ્રણાલીમાં દિવસે દિવસે સાત્ત્વિકતાની માત્રા વધારવી, આ સ્વઃ સ્વર્ગને પ્રાપ્ત કરવાનો રસ્તો છે. સાંસારિક જીવનમાં કર્તવ્યનો સંઘર્ષ કરવો લોક સાધનને માટે જરૂરી છે. દુષ્ટો માટે દંડની, સજ્જનો માટે સહાયતાની વ્યવસ્થા કરવી જરૂરી છે. સજ્જનો સાથે મિત્રાચારી, દુઃખીઓ ઉપર દયા, સુખીઓથી પ્રસન્નતા પ્રાપ્ત કરવી, ઝઘડાળુઓની ઉપેક્ષા કરવાની નીતિ અપનાવવી જોઈએ. આ બધું હોવા છતાં પણ અંતઃકરણમાં અખંડ શાંતિ રાખવી જોઈએ. ઈર્ષા, દ્વેષ, છલ, કપટ, પાખંડ, અન્યાય અસત્ય વગેરેને મનમાંથી કાઢી નાંખી તેના સ્થાને સત્ય, પ્રેમ, ન્યાય-પરોપકાર, સંયમ અને ઈશ્વરપરાયણતાને ધારણ કરવાં જોઈએ.

પવિત્ર હૃદયમાં ભગવાન નિવાસ કરે છે તેથી જ તે સાક્ષાત્ વૈકુંઠલોક છે. આવો વૈકુંઠલોક જેના અંદર મોજૂદ છે તે સ્વર્ગમાં વસનારો છે. સતોગુણી મનુષ્યોનું અંતઃકરણ સાક્ષાત સ્વર્ગ જ છે. જેને આવું હૃદય પ્રાપ્ત થયેલું છે તે સ્વર્ગમાં જ છે. સ્વઃ લોકનું સ્વર્ગ પવિત્ર આત્માને સ્વભાવથી જ ઉપલબ્ધ થાય છે.

* * * * *

મુદ્રક : યુગ નિર્માણ યોજના પ્રેસ, મથુરા.